## શ્રી. ચંદ્રશંકર શુકલનાં ઇતર પુસ્તકો

| | |
|---|---|
| ગીતાહરણ | : સંપાદન : |
| પિરામીડની છાયામાં | ગાંધીજીના સમાગમમાં |
| લગ્નમંગલ | गांधीजीके संपर्कमें |
| મંદિરપ્રવેશ અને શાસ્ત્રો | |



: અનુવાદો :

| | |
|---|---|
| ચીનનો અવાજ — ડિકિન્સન | યુવાનોની સંસ્કારસાધના — રાધાકૃષ્ણન |
| ધર્મસંસ્થાપન — ગાંધીજી | બે નવલકથા — ટૉલસ્ટૉય |
| રચનાત્મક કાર્યક્રમ — ગાંધીજી | કોની બહેન? — ટૉલસ્ટૉય |
| રચનાત્મક કાર્યક્રમ — રાજેન્દ્રપ્રસાદ | ગાંધીજીની યુરોપયાત્રા — લેસ્ટર |
| હિંદુ જીવનદર્શન — રાધાકૃષ્ણન | મૂગો સેવક — મૅકડોનાલ્ડ |
| મહાત્મા ગાંધી — રાધાકૃષ્ણન | મૌલાના અબુલ કલામ આઝાદ — મહાદેવ દેસાઈ |
| અહિંસાની તાલીમ — ગ્રેગ | |
| ગાંધીજીને જગવંદના — રાધાકૃષ્ણન | ભારતનો વારસો — રાધાકૃષ્ણન |
| ધર્મોનું મિલન — રાધાકૃષ્ણન | ભારતની એકતા — જવાહરલાલ નહેરુ |
| ગાંધીજીના જીવનપ્રસંગ — પોલાક | ગીતાદર્શન — રાધાકૃષ્ણન |
| પુણ્યશ્લોક ગાંધીજી (લેખસંગ્રહ) | હિંદી રાષ્ટ્રીય મહાસભા — કૃપાલાની |
| ગાંધીજી સાથે અઠવાડિયું — ફીશર | પ્રભુનું ધન — મેરી કોરેલી |
| હિંદુ ધર્મ — રાધાકૃષ્ણન | ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન — રાધાકૃષ્ણન |
| ચૂપ નહીં રહેવાય — ટૉલસ્ટૉય | રામકૃષ્ણ પરમહંસ — રોમાં રોલાં |
| ગાંધીવાદી આર્થિક યોજના — અગ્રવાલ | યંત્રો સામે બળવો — જેક્સ |

---

આવૃત્તિ પહેલી : જાન્યુઆરી, ૧૯૪૮

**કિંમત બે રૂપિયા**

# પ્રસ્તાવના

ડેલ કાર્નેજી અમેરિકાના જાણીતા પત્રકાર છે. તેમણે લખેલાં પુસ્તકો અંગ્રેજી ભાષા બોલનાર અને જાણનાર દેશોમાં ઘણાં વંચાય છે. તેમણે જગતનાં પ્રસિદ્ધ સ્ત્રીપુરુષોનાં રેખાચિત્રોનાં ત્રણ પુસ્તકો અંગ્રેજીમાં લખ્યાં છે. તેમાંથી કેટલાંક પસંદ કરીને તેનો અનુવાદ આ પુસ્તકમાં આપ્યો છે. તેમાંની ઘણી વ્યક્તિઓનાં નામ ગુજરાતી વાચકવર્ગને સારી પેઠે જાણીતાં છે. એ નામો ઘણીવાર છાપાંમાં આવે છે. તે ઉપરાંત બીજાં નામો ઓછાં જાણીતાં કે અજાણ્યા જેવાં હશે. તેમને વિષે પણ કંઈક જાણવા જેવું હોવાથી તેમનાં રેખાચિત્રોનો સમાવેશ આ પુસ્તકમાં કર્યો છે.

જે સ્ત્રીપુરુષોનાં રેખાચિત્રો આ પુસ્તકમાં છે તે સર્વનાં ચરિત્ર અનુકરણને પાત્ર છે એમ ગણવાનું નથી. કેટલાંક ચરિત્રો તો માણસે કેવ ન થવું જોઈએ તેની ચેતવણીરૂપે છે. તે માણસો જગતમાં જાણીતાં થયાં, તેમણે જગતના ઇતિહાસમાં કંઈક આગળપડતો ભાગ પણ ભજવ્યો, છતાં તેમના ચરિત્રમાં એવા અંશો હતા જેની નકલ કરવા જેવી નથી. એટલા સારુ પણ એમના ચરિત્ર વિષે કંઈક જાણવું જરૂરનું છે. એ વાત આ પુસ્તક વાંચનાં ધ્યાનમાં રાખવી ઘટે છે.

આ સર્વ રેખાચિત્રો વાંચતાં એક વસ્તુ ખાસ ધ્યાનમાં આવે એવી છે. માણસે કોઈ પણ કામમાં સફળતા કે નામના મેળવવી હોય, સેવાના યા કારકિર્દીના કોઈ પણ કામમાં આગળ આવવું હોય, તો તેને માટે અવિરત અવિશ્રાન્ત ઉદ્યમ કરવો જોઈએ. આળસુ, એદી, દીર્ઘસૂત્રી માણસો દુનિયામાં કશું કરી શકવાના નથી. એ પાઠ આ રેખાચિત્રો પરથી સહુએ શીખવો ઘટે છે.

મુંબઈ, ૧૯–૧૨–૪૭ — ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

# અનુક્રમણિકા





# જ્યૉર્જ બરનાર્ડ શૉ

લોકો જેમને ઘણે ભાગે તેમનાં નામના પહેલા અક્ષરોથી જ ઓળખતા હોય એવા પ્રસિદ્ધ માણસો દુનિયામાં ઘણા નથી.* એવા જે થોડા માણસો છે તેમાં એક આર્યરીશમૅન છે. તેમના નામના પહેલા અક્ષરો છે જી. બી. એસ. (G. B. S.) જગતમા એમના જેટલી પ્રસિદ્ધિ પામેલો બીજો કોઈ સાહિત્યકાર આજે નહીં હોય. એમના જીવનની ઘટનાઓ એવી છે કે સાચી માન્યામાં ન આવે. જી. બી. એસ. એટલે — જ્યૉર્જ બરનાર્ડ શૉ.

બરનાર્ડ શૉ પાંચ જ વરસ નિશાળે ગયા હતા; એમને નિશાળની કેળવણી આટલી ઓછી મળી છે, ને કૉલેજમાં તો એમણે પગ મૂક્યો નથી. છતાં તે આ જમાનાના એક પ્રસિદ્ધમાં પ્રસિદ્ધ લેખક બન્યા છે, અને તેમને સાહિત્ય માટેનું નોબલ પારિતોષિક મળ્યુ છે. આ પારિતોષિક મળવું એ કોઈ પણ લેખકને સારુ મોટામાં મોટું માન ગણાય એ પારિતોષિકમાં સાત હજાર પાઉંડ રોકડા આપવામાં આવે છે. પણ બરનાર્ડ શૉને લાગ્યું કે મારે આ પૈસા કે આ માન બેમાંથી એકેની જરૂર નથી. એટલે એમણે એ પૈસા લેવાની ના પાડી. છેવટે સાત હજાર પાઉંડ રોકડા લેવાને તો એમને મિત્રો જેમતેમ કરીને સમજાવી શક્યા. પણ એ પૈસા હાથમાં આવ્યા તે પળે જ એમણે તે 'ઍન્ગ્લો-સ્વીડીશ લીટરરી ઍલાયન્સ' નામની સંસ્થાને આપી દીધા.

બરનાર્ડ શૉના પિતા એક ખાનદાન આર્યરીશ કુટુંબના હતા. પણ શૉનાં મા આ પતિને પરણ્યાં એ એમનાં એક શ્રીમંત માસીને ગમેલુ નહીં; એટલે એમણે ભાણેજીને પોતાના વારસામાંથી એક પૈસો પણ આપ્યો નહીં. આ કુટુંબની હાલત એવી ગરીબ થઈ ગઈ કે બરનાર્ડ શૉને પંદર વરસની ઉમરે કામ કરવા નીકળવુ પડ્યુ. પહેલે વરસે એમણે કારકુનનું કામ કર્યું. તેમાં મહિને પૂરો એક પાઉંડ પણ મળતો નહીં.

પછી, સોળમાથી વીસમા વરસ સુધી એમણે, પૈસાની ભીડને કારણે, 'કૅશિયર'નું ભારે જવાબદારીવાળુ કામ કર્યું. એમાં એમને અઠવાડિયે

---

* આપણા જાહેર જીવનમાં સી. આર. (C R.) એક એવા પુરુષ છે એમ કહી શકાય. સી. આર. એટલે ચક્રવર્તી રાજગોપાલાચાર્ય. અમેજી જાણનાર જનતા એમને સી. આર. નામથી ઓળખે છે, ગુજરાતીમાં આપણે રાજાજી કહીએ છીએ.




જ્યૉર્જ બરનાર્ડ શૉ

આશરે ૩૫ શિલિંગ મળતા. પણ એમને ઑફીસકામનો ભારે અણગમો. જે ઘરમાં એ ઊછરેલા ત્યાં તો કલા, સાહિત્ય ને સંગીતની ઉપાસના થતી હતી. તે સાત વરસના હતા ત્યારે શેક્સપિયર, બનિયન, અરેબિયન નાઈટ્સ, અને બાઈબલ વાંચતા હતા. બારમે વરસે બાયરનનાં કાવ્યોથી તરબોળ હતા. તેરમાથી સત્તરમા સુધીનાં વરસમાં તેમણે ડીકન્સ તથા દુમાની નવલકથાઓ અને શેલીનાં કાવ્યો વાંચ્યાં. અઢાર વરસ પૂરાં થતાં સુધીમાં તો તેમણે ટિંડૉલ, સ્ટુઅર્ટ મીલ, અને હરબર્ટ સ્પેન્સરના, ફિલસૂફીને લગતા, અઘરા ગ્રન્થો વાંચી કાઢ્યા હતા. આ મહાન લેખકોના સંપર્કથી એમની કલ્પનાશક્તિ ખીલી ઊઠી, અને એ સ્વપ્નસૃષ્ટિ રચતા થયા. એટલે, પહેલાં એક મિલકતોનો વહીવટ કરનારને ત્યાં, ને પછી ખાનગી ધીરધાર કરનાર એક 'શરાફને ત્યાં, એ જે વૈતરું કરતા એમાં એમને કશો રસ ન આવતો. એમના ચિત્તને કદી એ કામ ગોઠ્યું જ નહીં. એમનું મન તો કલ્પનાની પાંખ પર ચડીને સાહિત્ય અને કલા, તથા વિજ્ઞાન અને ધર્મની સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરતું હતું.

વીસ વરસ પૂરાં થતા પહેલાં થોડા દિવસ પર એમને વિચાર આવ્યો: 'મારે દુનિયામાં ભવ તો એક જ કાઢવાનો છે; ને એ ભવ કંઈ ઑફીસના વૈતરામાં મારે કાઢવો નથી.'

એટલે ઈ. સ. ૧૮૭૬ માં એમણે નોકરી છોડી દીધી, અને લંડન ગયા. ત્યાં એમનાં મા તે વખતે સંગીતનું શિક્ષણ આપીને તેની આવકમાંથી ગુજારો કરતાં હતાં. ત્યાં બરનાર્ડ શૉએ એમના સાહિત્યજીવનની શરૂઆત કરી. એ સાહિત્યસેવામાંથી જ તેમને પુષ્કળ ધન મળવાનું હતું, ને એની મારફતે જ તેમનું નામ આખી દુનિયામાં પ્રસિદ્ધ થવા નિર્માયેલું હતું.

પણ તેમણે નવ વરસ સુધી લાગલાગટ લખ લખ કર્યું તે પછી જ તેમને લેખનમાંથી આજીવિકા જેટલા પૈસા મળવા લાગ્યા. તે પોતાનો બધો વખત લેખનને આપતા. લખવાની હોંશ કે સ્ફૂર્તિ હોય કે ન હોય તોપણ રોજ પાંચ પાનાં તો લખવાં જ, એવો તેમનો નિશ્ચય હતો; અને તે દૃઢતાપૂર્વક એનું પાલન કરતા. પૂરાં પાંચ જ પાનાં; વધારે નહીં. શૉ કહે છે: 'મારામાં હજુ નિશાળિયા ને કારકુનના જેવો સ્વભાવ એટલો બધો હતો કે પાંચ પાનાં પૂરાં થાય ત્યાં જો વાક્ય અધૂરું રહે તો હું તે અધૂરું મૂકીને ઊઠતો, ને તે બીજે દિવસે જ પૂરું કરતો.'

એમણે પાંચ લાંબી નવલકથાઓ લખી, ને એનાં લખાણ ઇંગ્લૅંડ તેમજ અમેરિકાના એકેએક પ્રકાશકને મોકલી જોયાં. તે સહુએ નવલકથાઓ પાછી મોકલી. પણ એમાંથી કેટલાક બહુ જાણીતા પ્રકાશકોએ સાથે એટલું લખ્યું કે 'હવે પછી તમે જે લખો તે અમને જોવા મોકલજો; અમે તે જોઈને વિચાર કરીશું.' શૉએ પુસ્તકો લખીને જેટલીવાર એમને મોકલ્યાં તેટલીવાર પેલાઓએ તે પાછાં વાળ્યાં. શૉની લેખનશક્તિ વિષે તેમને શકા નહોતી; મુશ્કેલી એમના વિચારોની બાબતમાં હતી.

એમને તે વખતે પૈસાના એટલા સાંસા હતા કે પોતાનાં લખાણો પ્રકાશકને મોકલવા માટે ટપાલની ટિકિટો કેમ ખરીદવી એ પણ સવાલ થઈ પડતો. લેખનકાર્યનાં પહેલાં નવ વરસમાં એમને કુલ ૭ જ પાઉંડની આવક થઈ. કપડાં ફાટી જાય ત્યારે નવાં તરત લેવાની જોગવાઈ તો હોય ક્યાંથી? જોડાનાં તળિયાં પણ ફાટી ગયાં હોય, એટલે જોડા એવી રીતે સાચવીને પહેરે કે ફાટેલો ભાગ દેખાય નહીં. પાટલૂનનો પાછલો, એક આગળનો, ભાગ ફાટી ગયો હોય, તો તે કાણાં પણ ઢંકાયેલાં રહે ને દેખાય નહીં એવી કાળજી રાખે. પણ એમને ભૂખ્યા રહેવા વારો કદી આવતો નહીં. આ ભઠિયારા ને કાછિયાને ત્યાંથી ઉધાર ચીજો લાવીને પણ દીકરાને પેટ ભરીને ખવડાવતી.

આ નવ વરસ એમણે નવલકથાઓ લખી તે દરમ્યાન એમને એકવાર 'પેટંટ દવાઓ' વિષે એક લેખ લખવા માટે પાંચ પાઉંડ મળ્યા હતા. એ લેખ કોઈ વકીલે, ભગવાન જાણે શા કામસર, એમની પાસે લખાવેલો. બીજે એક પ્રસંગે ચૂંટણીને દહાડે મત ગણવાનું કામ કરીને એમણે એક પાઉંડ મેળવેલો.

ત્યારે શૉનો ગુજારો કેવી રીતે થયો? તે પોતે નિખાલસપણે કબૂલ કરે છે કે 'મારા કુટુંબને મારી કમાણીની તાકીદની જરૂર હતી. અમારે ત્યાં પૈસાની ખરેખરી ટાંચ હતી, છતાં મેં કુટુંબનું પોષણ કરવા માટે કશું કર્યું નહીં.' એમણે તો પોતાના પોષણનો ભાર ઊલટો કુટુંબ પર નાખ્યો. શૉ કહે છેઃ 'હું પોતે જીવનના સંગ્રામમાં પડ્યો નહીં. મેં તો મારી માને એમાં નાખી.'

તે પછી શૉએ એક પછી એક એમ સર્વ લલિતકલાઓના વિવેચક તરીકે કામ કરી જોયું. એમાંથી પૈસાની પહેલવહેલી મોટી આવક થઈ તે

નવલકથાઓ લખવામાંથી નહીં પણ નાટકોના લેખનમાંથી થઈ એકવીસ વરસ સુધી લખલખ કર્યું ત્યારે એમની પાસે ઠીકઠીક પૈસા ભેગા થઈ રહ્યા પછી એમને એક ધનિક સ્ત્રી પાસે લગ્નનું માગું કરતા શરમાવા જેવું રહ્યું નહીં

મોટી મોટી સભાઓ આગળ ઊભા રહીને લગ્નના કાયદા, ધર્મની રૂઢિઓ, લોકશાસનને નામે ચાલતા મતો, એટલુ જ નહીં પણ માનવસમાજે અપનાવેલી લગભગ બધી જ પ્રણાલિકાઓ પર પ્રહારો કરવા જેટલી હિંમત ને નીડરતા શૉએ દાખવી છે એવા માણસનો સ્વભાવ ક્યારેક શરમાળ હશે, તેમને બોલતા કદી ક્ષોભ થયો હશે, ને પોતે બીજાઓ કરતા કંઈક હલકા છે એમ લાગ્યુ હશે, એવો ખ્યાલ પણ કેમ આવી શકે? પણ એ વાત સાચી છે એમનામા ભીરુતા ઘણી જ હતી એનો એક જ દાખલો લઈએ લંડનમા ટેમ્સ નદીના કાંઠા પર રહેતા મિત્રોને ઘેર તે કેટલીકવાર મળવા જતા એ વખતે પોતે કેવી રીતે વર્તતા, ને મનમા કેવી લાગણી થતી, એનું વર્ણન તેમણે પોતે આ પ્રમાણે આપ્યુ છે

"એવે વખતે હુ શરમનો માર્યો એવો સિયાવિયા થઈ જતો કે કેટલીકવાર તો નદીના કાઠા પર વીસેક મિનિટ કે એથી પણ વધારે વખત સુધી આમતેમ આટા મારુ, ને તે પછી જ મિત્રના બારણા પર ટકોરો મારવાની મારી હિંમત ચાલે મને મનમા ઘણુંયે થાય કે અહીંથી પાછા ચાલ્યા જવુ સાવ સહેલું છે, તો પછી આ બધો ત્રાસ મારે શા સારુ વેઠવો? આવો વિચાર કરીને હું પાછો ચાલ્યો પણ જાત પણ મને એટલી ખબર તો હતી જ કે મારે દુનિયામા કદી કંઈ પણ કામ કરવુ હોય તો આવા શરમાળ ને બીકણ થયે નહીં ચાલે મારી જુવાનીમા નરી નામર્દાઈને લીધે મેં જેટલુ કષ્ટ વેઠ્યુ છે ને એને વિષે મને મનમા જેટલી શરમ ઊપજી છે, તેના કરતા વધારે કષ્ટ ને શરમ બહુ ઓછા માણસોએ વેઠ્યા હશે"

છતા સમાજમા સભ્યતાથી કેમ વર્તાય એ જાણવાની ચીવટ શૉને એટલી બધી હતી કે લંડનના બ્રિટિશ મ્યુઝિયમના વિશ્વવિખ્યાત પુસ્તકાલયમા, શિષ્ટાચાર ને સભ્ય રીતભાત વિશે જેટલાં પુસ્તકો જોવામા આવ્યા તે બધા તેમણે વાંચી કાઢ્યા 'ધ મૅનર્સ ઍન્ડ ટૅન ઑવ્ ગુડ સોસાયટી' નામના એક પુસ્તકમાથી તેમને ઘણું જાણવાનુ મળ્યું

છેવટે, આ ભીરુતા ને બીકણપણુ દૂર કરવાનો સૌથી સારો, ત્વરિત ને અચૂક ઉપાય તેમણે શોધી કાઢ્યો તે જાહેર સભામા બોલતાં શીખ્યા એક ચર્ચામંડળમા જોડાયા પહેલાં થોડીક સભાઓમા બોલવા ઊભા થતા

ત્યા શ્રોતાઓ પર એવી જ છાપ પડી કે આ માણસમા કંઈ અજબ આત્મવિશ્વાસ છે એને પછીની સભામા તેમને પ્રમુખપદ આપવામા આ યુ છતા તેમના મનમા ગભરાટ એવો બધો હતો કે પાછળી સભાના કામકાજના હેવાલ પર તેમણે ધ્રૂજતે હાથે માડ માડ સહી કરી. લખેલી નોધ પાસે ન હોય તો પોતાને શુ કહેવાનું છે તે યાદ ન રહે અને નોધ પાસે હોય તોયે તે સભા આગળ વાચવાની હિંમત ચાલે નહીં પણ એમની આ દયાજનક દશાની સભામા કોઈને જરાયે ખબર ન પડવા પામે એમનુ ર્હેતુ શ્રોતાઓ હમેશા ધ્યાનથી સાભળે આ બીકણતા ને સભાક્ષોભ દૂર કરવાનો એમનો નિશ્ચય એવો અડગ હતો કે લડનમા જે કોઈ સભામા જાહેર ચર્ચા થવાની હોય ત્યા તે પહોચી જાય અને હમેશા ઊભા થઈને વાદવિવાદમા ભાગ લે પછી એમની ઉંમર છવીસ વરસની હતી તેવામા, એમણે 'પ્રોગ્રેસ ઍન્ડ પોવર્ટી' (પ્રગતિ ને નિર્ધનતા)ના લેખક હેનરી જ્યોર્જનું એક ભાષણ સાભળ્યુ તેમા વક્તાએ કુરવેરાને લગતા એક નવા જ સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું હતું

આ ભાષણ સાભળીને શૉને અર્થશાસ્ત્રનો રસ લાગ્યો, ને તેમણે જમીન પર રાષ્ટ્રની માલિકી સ્થાપવાની તરફેણમા તરત જ ભાષણ કરવા માડ્યા કેટલાક મિત્રોએ તેમને માર્ક્સના લખાણ તેમજ હેનરી જ્યોર્જનું 'પ્રોગ્રેસ ઍન્ડ પોવર્ટી', પહેલા વાચવાની ભલામણ કરી શૉએ કાર્લ માર્ક્સનું 'કૅપીટલ' વાચ્યુ એ પુસ્તકે જગતના ઇતિહાસ પર ભારે અસર પાડી છે રશિયાની ક્રાન્તિ કરાવવામા એનો મોટો ફાળો હતો એટલે એ પુસ્તકે જગતને હચમચાવી મૂક્યુ હતુ એમ કહી શકાય. તેના વાચનથી પોતાના જીવન પર કેવી અસર પડી એનુ વર્ણન શૉએ પોતે આપ્યુ છે તે કહે છે 'આ પુસ્તક વાચવાથી મારા જીવનની દિશા બદલાઈ માર્ક્સે મને નવો પ્રકાશ આપ્યો પાછળથી મને એમ લાગ્યુ કે એમણે અર્થશાસ્ત્રને લગતા જે તાત્ત્વિક સિદ્ધાન્તો આપ્યા છે તે ખોટા છે પણ એમણે મારી આખો પરનુ આવરણ દૂર કર્યું જગતના ઇતિહાસ ને સસ્કૃતિનું અવલોકન કરવાની દૃષ્ટિ એમણે મને આપી એને લીધે મહત્ત્વની જ કલ્પના મારા મનમા પેદા કરી અને મને ભાન થયુ કે મારે જીવનમા કંઈક ચોક્કસ ધ્યેય છે, અને તેની સિદ્ધિ માટે મારે કામ કરવાનું છે ટૂકમા, માર્ક્સે મને ખરો માણસ બનાવ્યો.'

બરનાર્ડ શૉના જીવનમાં નવું તેજ આવ્યું; ભારે ધગશ આવી; તેમના મનમાં દૃઢ શ્રદ્ધાનો સંચાર થયો; એ કાર્ય માટે જીવન સમર્પણ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. હવે એ શરમાળ રહ્યા હતા? એમનામાં ભીરુતા રહી હતી? જરાયે નહીં. શરમ ને ભીરુતા ક્યાંયે ચાલી ગઈ. પોતાને જડેલા સિદ્ધાન્તનો પ્રચાર કરવાના ઉત્સાહ આડે પડને ભૂલી ગયા. હાથમાં લીધેલા એક કામ સિવાય કશાની એમને પરવા જ ન રહી પછી તો બાર વરસ સુધી, લગભગ એકાંતરે, રાતને વખતે શૉએ શેરીઓના ખૂણા પર, સાર્વજનિક સભાગૃહોમાં, ને દેવળોમાં પણ, ઊભા રહીને ભાષણ કરવાનું કામ જારી રાખ્યું. તેને અંગે'તે આખા ઇંગ્લંડ અને સ્કૉટલંડમાં ફરી વળ્યા. ત્યાં સમાજવાદનો ઉપદેશ આપે, પ્રશ્નો પૂછનારા સાથે ચર્ચા કરે, અને અનાસ્થાવાળા માણસોનાં અપમાન ખંખેરી નાખે. ભાષણ અને વાદવિવાદ કરવામાં એ જમાનાના જે માણસો સૌથી કુશળ લેખાતા હતા તેમાં તેમની પણ ગણના થવા લાગી. છેવટે વક્તા તરીકે તો તે એટલા બધા લોકપ્રિય થઈ પડ્યા કે એમનાં ભાષણોમાં શ્રમજીવી મજૂરો કરતાં વધારે ભીડ ધનિક માણસોની જ થવા લાગી. ભાષણો માટે તે કદી પૈસા લેતા નહીં. સભામાં ટોપી ઉતારીને પોતાના કાર્ય માટે પૈસાનું ઉઘરાણું કરે, પણ પોતે એક પાઈ સરખી ન લે.

૧૮૯૬ માં શૉને શાર્લોટ પેઇન–ટાઉનશૅંડ નામની બાઈનો ભેટો થયો. શૉ ચાળીસ વરસના છતાં અવિવાહિત હતા; ને પેલી સ્ત્રી ઓગણચાળીસ વરસની છતાં કુંવારી હતી. તેને વારસામાં મોટી આવક મળી હતી. તે જ અરસામાં શૉનું એક નાટક અમેરિકામાં ઘણું લોકપ્રિય થયું હતું, ને તેમાંથી તેમને એક વરસમાં વીસ હજાર પાઉંડની આવક થઈ હતી. પેલી બાઈને ધનિકોના મોજશોખનો કંટાળો આવ્યો હતો, ને તે 'ફેબિયન' ઢબના સમાજવાદ પર ફિદા થઈ ગઈ હતી. એને શૉનાં ભાષણ વગેરે ગમવા લાગ્યાં. તે પછી તો બે વરસ નીકળી ગયાં. શૉને લગ્ન કરવાનો વિચાર સ્વપ્ને પણ નહોતો. એટલે ૧૮૮૮ ના માર્ચમાં પેલી બાઈ તો રોમની સ્થાનિક સ્વરાજની સંસ્થાઓનો અભ્યાસ કરવા ગઈ. રોમ પહોંચતાં જ તેને તાર મળ્યો, તેમાં ખબર હતી કે શૉ બહુ જ માંદા છે. તે તરત લંડન પાછી ફરી. જોયું તો શૉ કામથી થાકીને લોથ થઈ ગયેલા, ને સાવ પથારીવશ થવાની અણી પર હતા. જે નાનકડી ઓરડીમાં એ કામ કરતા તેની ગંદકી જોઈને તો

બાઈ સડક થઈ ગઈ. શૉએ કહ્યું છે: "સાત બાઈઓ સાત પોતાં લઈને પચાસ વરસ સુધી મારી ઓરડીને લૂછ લૂછ કરે તોયે ઓરડી સાફ થાય એમ નહોતું."

પછી તો તેઓ પરણ્યાં, ને ૪૫ વરસ સુધી તેમણે સુખી વિવાહિત જીવન ગાળ્યું છેવટે ૧૯૪૩ ના સપ્ટેંબરમાં મિસિસ શૉનું અવસાન થયુ. લોકો માનતા હતા કે મિસિસ શૉ પતિ કરતાં વીસેક વરસે નાનાં છે, ને સંસારમાંથી પહેલા પતિ વિદાય લેશે. પણ ખરેખાત એમની બેની ઉંમરમાં ફરક માત્ર ચાર જ મહિનાનો હતો.

શૉનો જન્મ ૧૮૫૬ માં થયો હતો. છતાં તે હજુ કહે છે: "મારે કામ એટલું બધું છે કે મરણનો વિચાર કરવાની મને ફુરસદ નથી અને જીવવામાં લહેજત આવે છે. મીણબત્તીની પેઠે થોડો વખત બળીને હોલાઈ જવાનો વિચાર મને પસંદ નથી. હું તો જિંદગીને એક ઝગઝગતી મશાલ માનું છું. એ મશાલ આ પળે મેં મારા હાથમાં પકડી રાખેલી છે; અને તે ભવિષ્યની પ્રજાના હાથમાં સોંપતા પહેલાં મારે એને બને એટલી ઝગઝગાટ બાળી લેવી છે."

# માદામ ક્યુરી

આજથી હજાર વરસ પછી જગત જેમનાં નામ યાદ કરે એવી સ્ત્રીઓ કેટલી થઈ હશે? ઘણી જ થોડી. એમાંની એક તે માદામ ક્યુરી છે. એનો જન્મ પોલંડમાં થયો હતો. એનો સ્વભાવ શરમાળ ને બીકણુ હતો. પણુ મોટા મોટા વૈજ્ઞાનિકોને અશક્ય લાગતી હતી એવી એક વસ્તુ તેણે શોધી કાઢી. વિજ્ઞાનમાં જે મૂળ તત્ત્વો જાણીનાં હતાં તે બધાંથી જુદું એવું એક મૂળ તત્ત્વ તેણે શોધી કાઢયું એ પદાર્થમાંથી તેજ નિરંતર નીકળ્યાં જ કરતું હતું. એનું નામ તેણે 'રેડિયમ' પાડ્યું.

કૅન્સરના દર્દ સામે આપણે જે ઝુંબેશ ચલાવી રહ્યા છીએ તેમાં રેડિયમે વધારેમાં વધારે મદદ કરી છે. કૅન્સરથી પીડાતાં લાખો દર્દીઓનું દર્દ રેડિયમનાં ઉપચારથી કાં તો કાયમનું મટ્યું છે, અથવા તેમની વેદના હળવી પડી છે; અને તેમાંનાં ઘણાંની આવરદા સારી પેઠે લંબાઈ છે.

માદામ ક્યુરી પરણી નહોતી ને પારીસની વિદ્યાપીઠમાં ભૌતિક વિજ્ઞાન અને ગણિતનો અભ્યાસ કરતી હતી ત્યારે એને પૈસાના એવા વાખા હતા કે પૂરું પેટ ભરીને ખાવાનું મળતું નહીં; ને એકવાર તો એને ભૂખથી મૂર્છા પણ આવી ગયેલી. બાવન વરસ પછી એક સિનેમા કંપની તેના જીવનનો ચિત્રપટ તૈયાર કરવા પાછળ બે લાખ રૂપિયા ખરચવાની છે એમ જો તેને એ વેળા કોઈએ કહ્યું હોત, તો તેને નવાઈ ન લાગત? વિજ્ઞાનના ક્ષેત્રમાં નવી શોધો કરવા માટે કોઈ ને બેવાર નોબલ પારિતોષિક મળ્યું હોય તો તેને એકલીને. પણુ આ વાત થવી નિર્માયેલી છે એમ તેને વિદ્યાર્થીદશામાં કોઈ રીતે ખબર પડી હોત, તો તેને અચંબો ન થાત? તેને પહેલીવાર નોબલ પારિતોષિક ૧૯૦૩ માં મળ્યું તે ભૌતિક વિજ્ઞાન (ફિઝિક્સ)માં તેણે કરેલી શોધને માટે; ને બીજીવાર ૧૯૧૧ માં મળ્યું તે રસાયનશાસ્ત્ર (કેમિસ્ટ્રી)માં તેણે કરેલી ભારે શોધને માટે.

ગરીબાઈ તેણે નાનપણુથી જોયેલી. ઊગતી જુવાનીમાં ખાનગી કુટુંબોમાં રહી શિક્ષિકાનું કામ કરેલું. વિજ્ઞાનનો અભ્યાસ કરવાની ઝંખના ત્યારથી મનમાં હતી, પણુ પૈસા ક્યાંથી લાવે? શિક્ષણુની આવકમાંથી બચત કરતાં કરતાં થોડા પૈસા ભેગા થયા, એટલે ૧૮૯૧ માં તે પોલંડથી પારીસ આવી. ત્યાંની વિદ્યાપીઠમાં વિજ્ઞાનના અભ્યાસ માટે જોડાઈ. તે વેળા તેનું નામ

માનિયા સ્ક્લોડોવ્સ્કા હતું. શરમાળ ને બીકણ એવી કે કોઈની સાથે મિત્રતા બાંધવાની હિંમત ન ચાલે. વળી એને તો ભણવાની લહે એવી લાગેલી કે મિત્રો કરવા માટે ફુરસદ પણ નહોતી. જેટલી મિનિટ અભ્યાસમાં ન આપી શકાય તેટલી એળે ગઈ એમ જ એને લાગતું. ચાર વરસ એણે પોતાની બચતના પૈસા પર કાઢ્યાં. વચ્ચે પિતા ક્યારેક થોડાક રૂબલ મોકલે તે .વધારામાં પિતા પોલંડની એક શાળામાં ગણિતશિક્ષક હતા. રહેવાની ઓરડીનું ભાડું, ખાધાખરચ, કપડાં, બળતણ, ને વિદ્યાપીઠની ફી ચોપડીઓ વગેરે, એ બધું ખર્ચ માનિયાને રોજના ૩ શિલિંગમાંથી કાઢવું પડતું. રહેવાની ઓરડીમાં બારી એક જ હતી, ને તે ઊંચે છાપરામાં અજવાળુ આવી શકે તે માટે રાખેલી એ જ. ઓરડીમાં ગૅસ કે વીજળીની બત્તીનું નામ નહીં; ને એથી વધારે ખરાબ તો એ હતુ કે એમાં ગરમી જરાયે નહોતી. આખા શિયાળામાં કોલસાના બે કોથળા ખરીદવા જેટલા જ પૈસા માનિયા પોતાની ટૂંકી મૂડીમાંથી કાઢી શકતી.

કોલસાના આટલા નાના સગ્રહમાંથી પણ કંઈક બચત કરવા સારુ તે ઘણીવાર શિયાળાની રાતે ચૂલો સળગાવતી નહીં. તેવે વખતે ગણિતના દાખલા ગણતાં તેની આંગળીઓ ટાઢથી અકડાઈ જાય, ને ખભા ધ્રૂજે. પછી સૂઈ જતાં એ કુમારિકા પોતાની પેટી ઉઘાડે; તેમાંથી ટુવાલ, ઓસીકાના ગલેફ, ચાદર, ને વધારાનાં કપડાં કાઢે, અને એ બધુ ઓઢવા માટે ખાટલા પર ગોઠવે. તોયે ટાઢથી કકડે તો ખરી જ. કેટલીકવાર તો સૂતાં સૂતાં ખુરસી ખેંચીને તે પણ પોતાના શરીર પર મૂકે; એટલા માટે કે ટાઢથી કકડતા શરીરને ક્યાંક ખુરસીથી પણ જરા હૂંફ મળે છે! કેવી દુરાશા! ને કેવું કષ્ટ!

તે જાતે રાંધીને ખાતી ખરી, પણ રાંધવા માટે અનાજ જ ઘણું ઓછું હોય તેનું શું? વળી એને મનમાં થાય કે રાંધવા માટે આટલો પણ વખત કાઢું તો એટલો કીમતી વખત અભ્યાસમાંથી ચોર્યો ગણાય. કેટલીકવાર તો અઠવાડિયાં સુધી તે જરાક પાંઉરોટી, માખણ ને ચા એટલું જ ખાઈને રહેતી; ને એટલા થોડા આહાર પર આખો દિવસ ઢસરડો કરતી. ઘણીવાર તેને તમ્મર આવે, અડબડિયાં ખાતી તે ખાટલા સુધી પહોંચે, ને બેભાન થઈ જાય. ભાન આવે ત્યારે મનને પૂછેઃ 'મને મૂર્છા કેમ આવી હશે?' એનો વ્યાધિ ધીમા ભૂખમરાનો હતો, એ વાત કબૂલ કરવા તે તૈયાર નહોતી. એકવાર તે

વિદ્યાપીઠના વર્ગમાં બેભાન થઈ ગઈ; અને ભાન આવ્યું ત્યારે તેણે ડાક્ટર આગળ કબૂલ કર્યું કે 'કેટલાયે દિવસથી હું રોજ થોડાંક બોર (ચેરી) અને એક મૂળા સિવાય બીજું કશું ખાતી નથી.'

પણ પારીસના એક કાતરિયામાં વસતી આ વિદ્યાર્થિની માટે દસ વરસ પછી આ જમાનાની પ્રસિદ્ધમાં પ્રસિદ્ધ સ્ત્રી બનવાનું સદ્‌ભાગ્ય નિર્માયેલું હતું. એ એના કામમાં એવી ગુલતાન હતી, એનામાં જ્ઞાનની એટલી બધી પિપાસા હતી, કે તે ભૂખથી રોકાય એવું નહોતું, કે ટાઢથી એના અંતરની ધગશ ટાઢી પડવાનો સંભવ નહોતો.

પારીસ આવ્યા પછી માનિયાએ પીઅર ક્યુરી નામના એક પુરુષ સાથે લગ્ન કર્યું. પીઅર ફ્રાન્સનો વતની, સ્વભાવે અતિશય હેતાળ, ને માનિયાની પેઠે વિજ્ઞાનની સેવાને વરેલો હતો. એની ઉંમર પાંત્રીસ જ વરસની હતી, છતાં તે ફ્રાન્સનો એક પ્રખ્યાતમાં પ્રખ્યાત વૈજ્ઞાનિક ગણાતો.

આ જોડું પરણ્યું ત્યારે તેની સંપત્તિમાં માત્ર બે સાઈકલો હતી. તેમણે લગ્ન પછી સાઈકલો પર બેસીને ફ્રાન્સનાં ગામડાંની મુસાફરી કરી. ત્યાં તેઓ બપોરે રોટી, પનીર ને ફળ ખાઈ લેતાં, અને રાતે ગામડાંની વીશીઓમાં વાસો રહેતાં.

ત્રણ વરસ પછી માદામ ક્યુરી (માનિયા) એ 'ડૉક્ટર'ની ડીગ્રી માટે તૈયારી કરવા માંડી. 'ડૉક્ટર ઑફ ફિલૉસૉફી' ની પદવી મેળવવા માટે તેણે વિજ્ઞાનમાં કંઈક મૌલિક શોધ કરવી જોઈએ, ને એ શોધનો હેવાલ લખવો જોઈએ. યુરેનિયમ નામની એક ધાતુમાંથી તેજનાં કિરણ નીકળે છે. એમ જોવામાં આવ્યું હતું; પણ એ કિરણો શા માટે નીકળે છે એ કોયડો હજુ અણઉકલ્યો હતો. તે કોયડો ઉકેલવાનો નિશ્ચય માદામ ક્યુરીએ કર્યો.

વિજ્ઞાનના ક્ષેત્રમાં આ એક મોટા સાહસની શરૂઆત હતી; રસાયનશાસ્ત્રની મોહક ગૂઢતાઓના પ્રદેશમાં આદરેલો એક પ્રવાસ હતો.

રસાયનશાસ્ત્રમાં જેટલા પદાર્થો જાણીતા હતા તે બધાની માદામ ક્યુરીએ પરીક્ષા કરી જોઈ, તેમજ સેંકડો ખનિજ પદાર્થોની પણ તપાસ કરી. એ પદાર્થોમાંથી આવાં કિરણો નીકળે છે કે કેમ એની શોધ એણે કરવી હતી. [illegible]

તે એવા નિર્ણય પર આવી કે કોઈ અજાણ્યો પદાર્થ આ તેજકિરણોને ફનામા ફેંકે છે

છેવટે, માદામના પતિ પીઅર ક્યુરીએ પોતાના પ્રયોગો કોરે મૂક્યા, અને આ નવા ગૂઢ પદાર્થની શોધમા તેણે પત્નીને મદદ કરવા માડી

મહિનાઓ સુધી પ્રયોગો કર્યા પછી આ દપતીએ વિજ્ઞાનની દુનિયામા એક બૉબગોળો નાખ્યો તેમણે જાહેર કર્યું કે અમે જે નવા પદાર્થની શોધ કરી છે તે પદાર્થમાથી યુરેનિયમના કરતા વીસ લાખગણા તેજવાળા કિરણો નીકળે છે એ ધાતુના કિરણો લાકડા, પથ્થર, પોલાદ ને તાબાને ભેદીને આરપાર જઈ શકે છે આ ચમત્કારી ધાતુના કિરણો સીસાના જાડા પતરા સિવાય બીજા કશાથી અટકાવી શકાતા નથી એમણે ખરેખર જો આવી શોધ કરી હોય, તો વૈજ્ઞાનિકો સૈકડો વરસથી જે સિદ્ધાન્તો માનતા આવ્યા હતા તેમા ભારે ક્રાન્તિ થવા પામે

આ ચમત્કારી પદાર્થને તેમણે 'રેડિયમ' એ નામ આપ્યુ

આને જરા પણ મળતી આવે એવી ધાતુ અગાઉ કદી જોવા જાણવામા આવી નહોતી બીજી તમામ ધાતુઓ કરતા આ ધાતુ એટલી બધી જુદી જાતની હતી કે એવી ધાતુ ખરેખાત હોઈ શકે કે કેમ એ વિષે પણ કેટલાક વૈજ્ઞાનિકોના મનમા શકા હતી એમણે આ દપતી પાસે પુરાવો માગ્યો તેમણે કહ્યુ 'અમને શુદ્ધ રેડિયમ બનાવો, જેથી અમે તેને જોઈ શકીએ, તેની પરીક્ષા કરી જોઈએ, અને તેના પરમાણુઓનુ વજન શોધી શકીએ

એટલે ક્યુરી દપતીએ પછીના ચાર વરસ (૧૮૯૮ થી ૧૯૦૨) રેડિયમની હસ્તી પુરવાર કરવા માટે પ્રયોગો કર્યા એક ડેસીગ્રામ—એટલે કે વગણાના નાના દાણા જેટલુ—રેડિયમ પેદા કરવા માટે તેમણે ચાર વરસ એકસરખી મહેનત કરી

એટલુ રેડિયમ તેમણે કેવી રીતે પેદા કર્યું ? આઠ ટન જેટલી કાચી ધાતુ ઓગાળી શુદ્ધ કરીને. એક છાપરાવાળી પડાળીમા અગાઉ વૈદકના વિદ્યાર્થીઓ પ્રાણીઓને જીવતા ચીરી તેમના શરીરનો અભ્યાસ કરતા, તે જૂની ને અવાવરુ પડેલી જગ્યામાં આ દપતીએ કામ કરવા માંડ્યુ જગા સાવ નકામા જેવી હતી ન મળે નીચે ફરસ. માથે છાપરુ, તેમાથી પાણી ગળે ચૂનો જૂનો ને સાવ નકામો શિયાળે તો જાણે સાવ ખુલ્લી જગા હોય એવી ટાઢ વાય કાચી

ધાતુઓ તે રસાયણો ઓગળે તેમાંથી નીકળતો ખરાબ ધુમાડો માદામ ક્યુરીનાં આંખો ને ગળામાં ભરાઈ જાય. ચાર વરસ સુધી તેણે ને તેના પતિએ આ ભૂંડી ભૂખ જેવી પડાળીમાં કામ કર્યું. છેવટે પીઅરનો ઉત્સાહ ઓસરી ગયો; ને આ શોધ કોઈ અનુકૂળ સમય પર મુલતવી રાખવાનો તેણે વિચાર કર્યો. પણ માદામ ક્યુરી ડગી નહીં. એટલે બંને જણ મંડ્યાં રહ્યાં, ને છેવટે તેમણે એક ડેસીગ્રામ જેટલું રેડિયમ ખરેખાત પેદા કર્યું.

આ શોધને પરિણામે માદામ ક્યુરી જગતની પ્રખ્યાતમાં પ્રખ્યાત મહિલા બની ગઈ. પણ એ કીર્તિ ને માનપાનના દિવસો એના સુખીમાં સુખી દિવસો હતા ખરા? ના રે; એ કહેતી કે 'મારી જિંદગીનાં સુખીમાં સુખી વરસ તે તો માટીની ભોંયવાળી ભૂંડીભૂખ પડાળીમાં મેં કરેલા પ્રયોગોનાં વરસ હતાં.' એ વરસોમાં એનું શરીર ઘણીવાર ટાઢથી ધ્રૂજતું ને થાકી લોથ થઈ ને પડતું. પણ એ વરસો બધાં એને મનગમતા કામને અર્પણ થયેલાં હતાં.

૧૯૦૨માં એ દંપતીને એક નિશ્ચય કરવાનો આવ્યો કે આપણે પૈસાદાર થવું છે, કે નિઃસ્વાર્થપણે વિજ્ઞાનની શોધખોળ કરવામાં મંડ્યા રહેવું છે? ત્યાં સુધીમાં એટલી શોધ થઈ ચૂકી હતી કે કેન્સરના દર્દનો ઉપચાર કરવા માટે રેડિયમ એ રામબાણ ઇલાજ છે. રેડિયમ માટેની માગ વધતી જતી હતી; અને તે કેમ પેદા કરવું એની ખબર આ દંપતી સિવાય દુનિયામાં બીજા કોઈ ને નહોતી. કાચી ધાતુમાંથી રેડિયમ બનાવવાની જે ક્રિયા તેમણે શોધી હતી તેનું પેટંટ તેઓ કઢાવી શકત; અને તેમ કરત, તો આખી દુનિયામાં પેદા થતા રેડિયમના એકેએક કણ ઉપર તેમને રૉયલ્ટી મળત.

રેડિયમ બનાવનાર લોકો એમાંથી નફો તો મેળવવાના હતા જ. એટલે તે બનાવનાર વેપારી કંપનીઓ પાસેથી આ દંપતીએ રૉયલ્ટી લીધી હોત તો કોઈ એમનો વાંક ન કાઢત. એ રૉયલ્ટીથી એ પોતે ને એમનાં બાળકોને પૈસાની ચિન્તા ન રહેત, તેમને વૈતરું કરવું ન પડત, ને આગળ પર કરવાની શોધ માટે તેઓ સરસ પ્રયોગશાળા બંધાવી શકત. પણ માદામ ક્યુરીએ પોતાની શોધ માટે એક પૈની પણ લેવાની ના પાડી, એ જાણીને મનુષ્યસ્વભાવની ભલાઈ ઉપરનો આપણો વિશ્વાસ ફરી જાગે છે ને પાકો

થાય છે. માદામ ક્યુરીએ કહ્યું: 'એ વાત તો બને જ નહીં. વિજ્ઞાનની ભાવના સાથે એનો મેળ બેસે જ નહીં. વળી રેડિયમનો ઉપયોગ તો રોગનો ઇલાજ કરવામાં થવાનો છે; એટલે એનો લાભ અમારાથી લઈ શકાય જ નહીં.'

આમ શ્રીમંતાઈ ને સાધારણ ગરીબાઈ — મોજશોખના જીવન અને સેવામય જીવન — વચ્ચે પસંદગી કરવાની આવી ત્યારે આ દંપતીએ પ્રમાણમાં ગરીબાઈ અને સેવાવાળું જીવન પસંદ કર્યું. આ નિઃસ્વાર્થપણું ને આ સેવાભાવ ઈસુ ખ્રિસ્તના જેવાં હતાં એમ કહી શકાય.

# વિન્સ્ટન ચર્ચીલ

વિન્સ્ટન ચર્ચીલનો જન્મ ઈ. સ. ૧૮૭૪ ના નવેંબરની ૩૦ મી તારીખે થયો. તેમના પિતા અંગ્રેજ, ને મા અમેરીકન, હતાં. એ રીતે ચર્ચીલ અડધા અમેરીકન છે. એમના જીવનમાં આવેશ અને સાહસ, આનંદ અને ઉત્સાહ ભરપૂર છે. એક સૈકાના ત્રીજા ભાગ જેટલાં વરસ તેમણે જબ્બર સત્તા ને પ્રતિષ્ઠા ભોગવી છે. ૧૯૧૧ માં તે બ્રિટિશ નૌકાખાતાના પ્રધાન હતા. એ પ્રધાનને ઈંગ્લંડમાં 'ફર્સ્ટ લૉર્ડ ઑફ ધી એડમીરલ્ટી' કહે છે. નૌકાદળનો સેનાપતિ 'ફર્સ્ટ સી લૉર્ડ' કહેવાય છે. તે ઉપરાંત તેમણે જુદે જુદે વખતે જુદાં જુદાં અનેક ખાતાંનું પ્રધાનપદું કર્યું છે.

વિન્સ્ટન ચર્ચીલને બાળપણથી સોલજર થવાની હોંશ હતી. ઘણીવાર તે રમકડાંના સોલજર જોડે રમવામાં આખો દિવસ કાઢી નાખતા. આગળ ઉપર તેમણે સૅન્ડહર્સ્ટની પ્રખ્યાત લશ્કરી કૉલેજનું શિક્ષણ પૂરું કર્યું. પછી વરસો સુધી બ્રિટિશ લશ્કરમાં નોકરી કરી. હિન્દમાં બંગાળ લાન્સર્સમાં હતા; અને કિચનરની સાથે રહી સુદાનના રણમાં ત્યાંના લોકો સામે પણ લડેલા. છેક ૧૯૦૦ માં તેમણે સાહસ અને હિમ્મત માટે નામના મેળવી. એ નામનાને લીધે જ તેમને માત્ર છવ્વીસ વરસની ઉંમરે પાર્લામેંટના સભ્ય તરીકે લોકોએ ચૂંટી કાઢ્યા.

એ પ્રસંગ આ પ્રમાણે બન્યો. ૧૮૯૯માં ઈંગ્લંડને આફ્રિકામાં વસતા બોઅર લોકો સામે લડાઈ થઈ. એ લડાઈના ખબર વિલાયત મોકલવાને લંડનના 'મૉર્નિન્ગ પોસ્ટ' નામના દૈનિક પત્રના ખબરપત્રી તરીકે વિન્સ્ટને માસિક ૨૫૦ પાઉંડના—એટલે કે રોજના ૮ પાઉંડના—પગારથી નોકરી લીધી, ને થોડા વખતમાં યુદ્ધના ખબરપત્રી તરીકે ભારે ખ્યાતિ મેળવી. તેમણે માત્ર સમાચાર મોકલીને સન્તોષ ન માન્યો. તેમણે તો સમાચાર પેદા કર્યા. એકવાર એક બખ્તરવાળી ટ્રેન પર તોપના ગોળાની ઝડી વરસી રહી હતી, છતાં તેમાં બેસીને તે શત્રુના પ્રદેશમાં ધસી ગયા. બોઅરોએ તેમને પકડી કેદમાં નાખ્યા. તે કેદની છાવણીમાંથી નાસી છૂટ્યા, તેથી મોટી હોહા થઈ ગઈ. વિન્સ્ટન એક અંગ્રેજ ઉમરાવના દીકરા હોઈ સૌથી નામીચા યુદ્ધકેદી હતા; એ નાસી ગયા એથી બોઅરો તો ધૂંઆપૂંઆ થઈ ગયા.

એમને મરેલા કે જીવતા પકડી લાવનારને મોટું ઇનામ આપવાનું જાહેર કરવામાં આવ્યુ. નાસી છૂટ્યા પછી વિન્સ્ટન ચર્ચીલે શત્રુના મુલકમાં થઈને જ પ્રવાસ કર્યો, જ્યાં રેલના રસ્તા ને પુલો પર સત્રીઓ પહેરા ભરતા હતા. એવા મુલકમાં ચર્ચીલે પગપાળા તેમજ માલગાડીઓમાં મુસાફરી કરી. તે જંગલો, ખેતરો ને કોલસાની ખાણોમાં સંતાઈ જતા; ભેજવાળાં કળણોમાં અનેકવાર ઝપલાવ્યું; તેમજ કેટલીયે નદીઓ તરી પાર ઊતર્યા. આફ્રિકાનાં વિશાળ મેદાનોમાં પગે ચાલ્યા. ત્યાં માથે ભૂખ્યાં ગીધ ઊડતાં; ને મુસાફર ક્યારે થાકીને નીચે પડે ને તેને ખાઈ જઈએ એની ટાંપીને રાહ જોતાં. આ પરાક્રમની વાર્તા ગજબ હતી. પણ એને રસપૂર્વક કહેવાની કળા ચર્ચીલમાં હતી. તેમણે એ વાર્તા 'મૉર્નિન્ગ પોસ્ટ' માટે લખી કાઢી. છાપાંની દુનિયામાં ખળભળાટ થઈ ગયો. ઇંગ્લંડે ચર્ચીલને રાષ્ટ્રવીર તરીકે વધાવી લીધા. એમનાં સાહસ વિષે એક ગીત લખાયુ, ને એમના ભાષણ સાંભળવા મોટી મેદની ભેગી થવા લાગી. એ ઉત્સાહના પૂરમાં જ તેમને પાર્લામેંટમાં જગા અપાઈ.

ચર્ચીલે લાંબા વખતથી આ ધ્યાનમંત્ર રાખ્યો હતોઃ 'જોખમથી ડરીને નાસી ન જાઓ.' ૧૯૨૧ માં તે પિસ્તાળીસ ભાષણોની એક વ્યાખ્યાનમાળા આપવા અમેરિકા ગયા. એ દરેક ભાષણ દીઠ તેમને ૨૨૦ પાઉંડ મળ્યા. પણ ઇંગ્લંડના પોલીસ ખાતાને એવી બાતમી મળી કે અમેરિકામાં ચર્ચીલનો જીવ લેવાય એવો સંભવ છે. તેણે ચર્ચીલને ચેતવણી આપી કે બ્રિટિશ સામ્રાજ્યના કેટલાક ભાગોમાંથી આવેલા માણસોએ અમેરિકામાં 'ખૂની મંડળ' કાઢ્યાં છે; અને ચર્ચીલ બ્રિટિશ સત્તાના પ્રતિનિધિ હોઈ તેમનું ખૂન થાય એવો પૂરેપૂરો ડર છે. આ ચેતવણી છતાં ચર્ચીલે તો પોતાની વ્યાખ્યાનમાળા ચાલુ રાખી. પશ્ચિમ અમેરિકાના એક શહેરમાં ગયા ત્યાં ખબર મળી કે એ ગામના 'ખૂની મંડળ' ના અમુક માણસોએ તે દિવસના ભાષણ માટે ટિકિટો લઇ રાખી છે. શહેરના પોલીસ અધિકારીને બીક લાગી, ને તેણે એકદમ ભાષણ રદ કરવાનો હુકમ કાઢ્યો. પણ ચર્ચીલની વતી ભાષણોની ગોઠવણ કરનાર લુઈ આલબરે ભાષણ બંધ રાખવાની ના પાડી. એ જાણી ચર્ચીલે કહ્યું: 'બરાબર છે, આલબર, ક્યાંક જોખમની બીક હોય એટલા માટે માણસ પીઠ ફેરવીને નાસી જાય એ બરાબર નથી. નાસી જવાથી તો ઊલટું જોખમ બેવડાય છે. પણ આપણે જો તેજ વખતે અડગ રહીને

એનો સામનો કરીએ, તો જોખમ ઘટીને અડધું થઈ જાય છે. કદી કોઈ વાતથી ડરીને ભાગી છૂટો નહીં. કદી નહીં !'

જોખમથી ડરીને ભાગવાની વાત તો કોરે રહી, ચર્ચીલનો સ્વભાવ તો ઊલટો સામે જઈ જોખમને ભેટવાનો છે. એમને જ્યારે નૌકા ખાતાના પ્રધાન બનાવવામાં આવ્યા ત્યારે બ્રિટિશ નૌકાદળની પાસે ફક્ત છએક વિમાન અને છએક વિમાનીઓ જ હતાં. એ ૧૯૧૧ની વાત. વિમાનની શોધ થયાને ત્યારે આઠ જ વરસ થયાં હતાં. વિમાનમાં ઊડવું એટલે લગભગ મોતનો સોદો હતો. ત્યારે પણ ચર્ચીલને વિમાનમાં ઊડવાનો આગ્રહ હતો. પોતાનું વિમાન તે જાતે ચલાવતા. વિમાન કેટલીયેવાર પડ્યું ને ભાગ્યું, અને તે મરતાં મરતાં બચી ગયા. સરકારે એમને ઊડવાનું બંધ કરવાને સમજાવ્યા, પણ એમણે માન્યું નહીં. એમને તો ઊડવામાં જે મોજ ને જોખમ હતાં એનો લહાવો લેવો હતો, અને વિમાન ઉડાડવાની બાબતમાં જાતે જ્ઞાન મેળવવું હતું; કેમકે એ ત્યારથી જાણી ગયા હતા કે લડાઈની રીતમાં વિમાનોને લીધે ધરમૂળથી પલટો થવાનો છે. બ્રિટિશ નૌકાદળને માટે વિમાની કાફલો તૈયાર થયો એનો યશ ચર્ચીલને એકલાને છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

ચર્ચીલનો એક બીજો મોટો ગુણ છે એમનો અડગ નિશ્ચય. એમણે જે રીતે શિક્ષણ મેળવ્યું છે તે આ ગુણનું સરસ ઉદાહરણ છે. નાનપણમાં એ ભણવામાં જરાયે હોશિયાર નહોતા. લાટીન, ગ્રીક, ગણિત અને ફ્રેંચ એ વિષયો તરફ તેમને તિરસ્કાર હતો. એ તો એમ જ માનતા કે પરદેશી ભાષાઓ શીખવા પાછળ વખત ગાળતા પહેલાં માણસે માતૃભાષા અંગ્રેજી પર પૂરો કાબુ મેળવવો જોઈએ. એ વાત સાચી હતી એમાં શક નથી. પણ ગણિત અને પરદેશી ભાષાઓ સામે અણગમો હોવાને લીધે તે પ્રાથમિક શાળાના વર્ગમાં છેક છેલ્લે નંબરે રહેતા. એક વિચિત્ર વાત તો એ છે કે આ જે છોકરાને ગણિત વિષે સખત અણગમો હતો તે આગળ ઉપર નાણાંખાતાનો પ્રધાન થયો, અને ચાર વરસ સુધી તેણે ગ્રેટબ્રિટનનાં નાણાંનો કારભાર ચલાવ્યો. સેન્ડહર્સ્ટની લશ્કરી કૉલેજમાં દાખલ થવા માટે તે ત્રણવાર પરીક્ષામાં બેઠા, ને ત્રણવાર નાપાસ થયા. તોયે ચોથીવાર બેઠા, ને પાસ થયા.

હૅરોની નિશાળ અને સૅન્ડહર્સ્ટની કૉલેજનું શિક્ષણ પૂરુ કરી રહ્યા પછી—જેમ ઘણા ગ્રેજ્યુએટોને પડે છે તેમ—તેમને ખબર પડી કે હું લગભગ કશું જ જાણતો નથી, તે વેળા તેમની ઉમર બાવીસ વરસની હતી, ને તે હિંદમા રાખેના બ્રિટિશ લશ્કરમા અમલદારના હોદ્દા પર હતા તેમણે મનમા પ્રતિજ્ઞા કરી કે હુ જાતે શિક્ષણ લઈશ વિનાયન માને કાગળ લખ્યો, અને જીવનચરિત્ર, ઇતિહાસ, ફિલસૂફી ને અર્થશાસ્ત્રના પુસ્તકો મગાવ્યા પછી, બગતે બપોરે જ્યારે બીજા અમલદારો ભરનિદ્રામા પડ્યા હોય તેવે વખતે તેમણે પ્લેટોથી માંડીને ગીબન અને શેક્સપીઅર સુધીનુ જે કઈ હાથ આવ્યુ તે વાચવા માણ્ડુ સરળ ને તેજસ્વી વાક્યો લખવાની કળા હાથ કરવા પાછળ વરસો ગાળ્યા આજે એમના ભાષણો ને પુસ્તકોમા વાક્યો ધમ-ધમ-ધમ કૂચ કરે છે—કૂચ કરે છે એટલુ જ નહીં, નાચે પણ છે પહેલા એમને ભાષણ કરવાની આવડત જરાયે નહોતી બોલતા જીભ અચકાતી, તેને બદલે હવે એ—સ્વપ્રયત્ન વડે—જગતના એક પ્રખરમા પ્રખર વક્તા બન્યા છે

ચર્ચીલ વડા પ્રધાન હતા ત્યારે રોજના ચૌદથી સત્તર કલાક કામ કરતા, અને ઘણીવાર તો અઠવાડિયામા એકે છુટ્ટી પણ લેતા નહી આજે પણ એ ગજબ વેગ અને જોમથી કામ કરે છે, ને કેટલાયે મન્ત્રીઓને કામમા પરોવાયેલા રાખે છે આમ કરી શકે છે એનુ કારણ એ છે કે તે કામ કરતી વખતે નિરાતે આડા પડે છે કે અઢેલીને બેસે છે, ને સાવ થાકી જવાય તે પહેલા આરામ લે છે સવારે સાડાદસ પહેલા પથારીમાથી ઊઠતા નથી, પણ પથારી છોડતા પહેલા ત્રણ કલાક સુધી તકિયે અઢેલીને પથારીમા પડ્યા રહે છે, અને પડ્યે પડ્યે ટેલીફોન કરે છે, કાગળો લખાવે છે, અને છાપા રિપોર્ટો તારો વગેરે વાચે છે તે પછી ઊઠે છે ને જૂની ઢબના અસ્ત્રા વડે હજામત કરે છે બપોરે એક વાગે જમે ત્યારબાદ કલાક ઊંઘી લે છે ને પછી બપોરનો કાર્યક્રમ શરૂ કરે છે પાચ વાગે ફરી ખાટલા પર ચડે છે ને અડધા કલાકની ઊંઘ લે છે રાતે જમ્યા પછી ઘણીવાર મધરાત લગી કામ કરે છે

# જોસેફ સ્ટેલીન

આજે જગતમાં મોટામાં મોટા સત્તાધીશ તે રશિયાના સરમુખત્યાર સ્ટેલીન છે. કરોડો માણસો એમને પૂજે છે, ને બીજાં કરોડો ધિક્કારે છે. એમનાં માબાપ એક કાળે 'દાસ' હતાં—લગભગ ગુલામ જ કહોને; કેમકે એ લોકો જે જમીન પર રહેતાં તે જમીન વેચાય તેની સાથે આ માણસોનું પણ વેચાણ થતું. એવાં માબાપનો આ દીકરો આજે જગતના છઠ્ઠા ભાગ ઉપર અમલ ચલાવે છે. તેના હાથમાં વીસ કરોડ માણસોને જિવાડવા મારવાની સત્તા છે.

સ્ટેલીન એ કંઈ એમનું ખરું નામ નથી. ખરું નામ તો છે ઇઓસીફ વિસારીઓનોવીસ ઝુગાસ્વીલી. એમનો જન્મ ૧૮૭૯ માં, રશિયાના તેલના કૂવાઓની પાસે, એક સાવ નાનકડા ઘરમાં થયો હતો. જ્યોર્જિયા નામે ઓળખાતો એ મુલક કાળા સમુદ્ર ને કાસ્પિયન સમુદ્રની વચ્ચે આવેલો છે. એ મુલક રશિયામાં જોડાયે ૧૪૦ વરસ થયાં, છતાં ત્યાંના લોકોએ પોતાની તળપદી બોલી છોડી નથી. સ્ટેલીન વીસ વરસના થયા ત્યાં સુધી એ બોલી બોલતા. એ બોલી રશિયાની બોલીથી સાવ જુદી છે. અમેરિકાએ ગુલામી નાબૂદ કરી તેના પહેલાં ત્રણ વરસ પર ઝાર એલેક્ઝાંડર બીજાએ દાસત્વની પ્રથા કાઢી નાખી ૧૮૭૯ માં જ્યે સ્ટેલીનનો જન્મ થયો ત્યારે તેમનાં માતપિતા છૂટાં હતાં, અને કપડાં ધોવાનું તથા જોડા સીવવાનું કામ કરી તેમાંથી રોજી મેળવતાં.

જે વિશાળ દેશ ઉપર રશિયાના ઝારોએ પાંચસો વરસ સુધી સત્તા ચલાવી હતી તેના પર સ્ટેલીને પોતાની આપખુદ સત્તા કેવી રીતે સ્થાપી તે જોઈએ. પહેલાં તો તેમણે શિક્ષણ મેળવ્યું. એને લીધે તે ગામડાના, ગરીબીના નીરસ વાતાવરણમાંથી બહાર નીકળ્યા. તેનામાં દીર્ઘદૃષ્ટિ આવી, ને જિંદગીમાં કંઈક કરવું છે એવો નિશ્ચય થયો. બાપની ઇચ્છા તો હતી કે દીકરો મોચી થાય. પણ મા દીકરાને વિષે કેક સ્વપ્નો સેવી રહી હતી. પોતે કદી જોઈ પણ નહોતી એવી સુખી દુનિયામાં દીકરાને રહેવાનું મળે એ એના મનની ઝંખના હતી. તે ઘણીવાર દેવળમાં જતી, અને રડતી રડતી પ્રાર્થના કરતી કે 'હે પ્રભુ! મારા



જોસેફ સ્ટેલીન

ઈ ઓસીફને પાદરી બનાવજો ' એને પોતાને કેટના કલાક, ને કેટલુ સખત, કામ કરવુ પડે એની એને પરવા નહોતી દીકરાને મોટી પાયરીએ ચડેલો એને જોવો હતો ને।

મહામહેનતે તેણે દીકરાને માટે ટીફ્લીસની ધાર્મિક પાઠશાળામા ભણવા ની શિષ્યવૃત્તિ મેળવી પાદરીઓ તૈયાર કરનારી આ શાળામા સ્ટૅલીને કેટલાયે વરસ ગાળ્યા પછી, તે પદર વરસનો હતો તે અરસામાં, એક બનાવ બન્યો બનાવ આમ તો સાદો હતો, પણ એના પરિણામ કોક દહાડો દુનિયાને ધ્રુજાવે એવા હતા વાત આટલી જ હતી કાર્લ માર્ક્સનું પુસ્તક 'કેપીટલ' (અર્થાત મૂડી) સ્ટૅલીનના હાથમા આવ્યુ એ વાચીને તેનું દિલ એવુ હાલી ઊઠ્યુ કે તેણે તરત જ માર્ક્સના અનુયાયીઓની ગુપ્ત પ્રવૃત્તિમા ઝપલાવ્યુ લોકોને સારુ લડત ચલાવવામા જિંદગી ખપાવી નાખવાનો નિશ્ચય કર્યો રશિયાના કરોડો ખેડૂતો જે ભીષણ કગાનિયતમા રહેતા હતા તેની સામે એણે બળવો પોકાર્યો એ ન્ગાનિયતનો ખ્યાલ હિંદના ગામડા જોઈ ને આવે ઘણા રશિયન ખેડૂતો પાસે બીડુ ખરીદવાનાયે પૈસા નહોતા

સ્ટૅલીનને થયુ કે આ ખેડૂતો ને મજૂરોની સ્થિતિ સુધારવાનો એક જ રસ્તો છે, ને તે ક્રાન્તિનો આ ક્રાન્તિવાદી પ્રવૃત્તિને લીધે એમને પાઠશાળામાથી કાઢી મૂકવામા આવ્યા તે પછીના પચીસ વરસ એમણે પોતાના આદર્શોની સિદ્ધિ માટે, થાક્યા વિના કામ કરવામા ગાળ્યા બહારવટિયાનુ જીવન સ્વીકાર્યું વરસો સુધી એમને રહેવાનુ ઘર નહોતું કેટલીકવાર મહિનાઓ સુધી રોજ નવી નવી જગાએ સૂવુ પડતુ આઠ વરસ તો જેલમા કાઢવા પડ્યા

પણ હાડમારી, નાસભાગ ને ધરપકડથી ભરેલા આ વરસોમા સ્ટૅલીને પોતાના પક્ષનુ કામ આગળ ધપાવ્યે રાખ્યુ તે ક્રાન્તિવાદથી ભરેલા ભાષણો કરતા, અને સૅંટપીટર્સબર્ગ (હાલનું પેટ્રોગ્રાડ) ના એક ઘરના ભોંયરામા ક્રાન્તિવાદી છાપુ કાઢતા પોતાનો જીવ જોખમમા નાખતા અચકાતા નહીં ૧૯૦૫ની ક્રાન્તિ નિષ્ફળ નીવડ્યા પછી લેનીન અને ટ્રૉટ્સ્કી સ્વીટ્ઝરલૅન્ડ નાસી ગયા પણ સ્ટૅલીન ભાગ્યા નહીં તેમણે તો રશિયામા રહીને ઝારની પોલીસને હફાવી. તે જો પકડાયા હોત, તો તેમને ગોળીથી ઠાર જ કરવામાં આવત લેનીન પરદેશથી, સિગરેટના કાગળ પર લેખો લખી, તેને પતરાના

ડબ્બામાં સંતાડી, તે ડબ્બા દારૂનાં પીપમાં સરકાવી દેતા, અને એ રીતે પોતાનાં લખાણો ચોરીછૂપીથી રશિયામાં પહોંચાડતા. સ્ટૅલીન ગુપ્ત રીતે જે છાપું કાઢતા તેમાં આ લેખો છપાતા.

સ્ટૅલીનને છવાર દેશનિકાલ કરીને સૈબીરિયા મોકલવામાં આવ્યા. ત્યાંથી તે પાંચવાર નાસી છૂટીને પાછા પોતાનું કામ કરવા લાગ્યા. એમને છઠ્ઠીવાર પકડ્યા પછી ઝારની પોલીસે એમની જોડે બે ચોકીદાર રાખ્યા, ને તેમને સૈબીરિયામાં એક એવી જગાએ મોકલી દીધા જ્યાંથી ભાગ્યે જ કોઈ કેદી ભાગી શકતો. એ ઉત્તર ધ્રુવથી દક્ષિણે અઢાર માઇલ પર આવેલું, ત્રણ ઝૂંપડાંનું, મુવાડું હતું; ને ત્યાં આસપાસ બરફ જામેલો રહેતો. સ્ટૅલીન ત્યાંથી નાસવા જાત તો ટાઢ અને ભૂખથી મરી જ જાત. એ જગા અતિશય ભયાનક છે; ને ખાવાનું મળવાના પણ સાંસા હોય છે. બળતણ જોઈએ તો જંગલમાં જઈને કાપી લાવવું પડે. વાંચવા લખવાનું બની શકે જ નહીં, કેમકે ટાઢે ઠરી જવાતું હોય. ટાઢથી ઠીઠરીને મરી ન જવાય એટલા માટે જ ત્યાં સખત કામ કરવું પડે. આ સ્થિતિ સાવ નિરાશાજનક દેખાતી હતી, છતાં સ્ટૅલીન હિંમત હાર્યા નહીં. તેમને આશા હતી કે કોક દિવસ, કોઈ અકળ રીતે, અહીંથી નાસી છુટાશે. ૧૯૧૭ માં રાજ્યક્રાન્તિ થઈ ત્યારે તે ખરેખર નાઠા. એમને છોડી મૂકવામાં આવ્યા.

'સ્ટૅલીન' (સ્તાલીન) એ નામ રશિયન શબ્દ 'સ્ટૅલ' (સ્તાલ) પરથી પડેલું છે. એ શબ્દનો અર્થ છે પોલાદ; અને પોલાદના પતરાને જેમ વાળવું કઠણ પડે, તેમ આ માણસની હિંમતને પણ વાળવી એ પણ એટલું જ કઠણ હતું. આ વરસો દરમ્યાન બૉલશેવીક પક્ષને વિખેરાવા ન દેતાં સંગઠિત રાખવાને સૌથી વધારે મહેનત સ્ટૅલીને કરી હતી; ને તેને લીધે જે ક્રાન્તિ થવા પામી તેણે ઝારની સરકારને છેવટની ઉથલાવી પાડી.

સ્ટૅલીનનું લગ્ન બેવાર થયું હતું. તેમની પહેલી સ્ત્રી કૅથેરાઈન ઉમરે નાની ને અભણ હતી. તેનાથી સ્ટૅલીનને એક દીકરો થયેલો. આ દંપતીનું વિવાહિત જીવન કરુણાજનક હતું. સ્ટૅલીન ક્રાન્તિવાદી હતા. પોલીસ કાયમ તેમની પાછળ પડેલી રહેતી. તેમનાથી એકીસાથે થોડાક જ દિવસ ઘેર રહી શકાતું. થોડા દિવસ થયા હોય ત્યાં તો પાછા નાસીને સંતાઈ જવું પડે. લગ્ન પછી ચાર વરસે કૅથેરાઈન ક્ષયથી મરણ પામી.

સ્ટેલીન ચાળીસ વરસના થયા ત્યાં સુધી ફરી પરણ્યા નહીં. પછી તેમણે સત્તર વરસની એક છોકરી જોડે લગ્ન કર્યું. આજથી બાર વરસ પર તે પણ મરણ પામી. તે એક છોકરો ને એક છોકરી મૂકતી ગઈ. બંને દીકરાએ રશિયન લશ્કરમાં જોડાઈ ને ગઈ લડાઈમાં ભાગ લીધો. મોટો છોકરો તોપખાનામાં અમલદાર હતો; નાનો હવાઈ દળમાં હોઈ તેને બહાદુરી માટે ચાંદ મળ્યો છે.

સ્ટેલીન રશિયાના મોટામાં મોટા પદાધિકારી હોઈ, જે બાદશાહી મહેલમાં ઝાર ૬૯ વરસ સુધી રહેલા તે મહેલની નજીક રહે છે. એ મહેલમાં વિશાળ ઓરડા છે; તેમાં ભવ્ય ચિત્રો ને અતિશય કીમતી ગાલીચા છે. સ્ટેલીન ધારત તો આ ઓરડાઓમાં રહી શકત, ને ઝારના પલગ પર સૂઈ શકત. છતાં તેમણે ચાર ખંડવાળો એક 'બ્લૉક' પોતાને માટે પસંદ કર્યો. એમાં એક કાળે ઝારનો એક નોકર રહેતો હતો. સ્ટેલીનનું ભોજન સરકારી રસોડામાંથી આવે છે, અને એક સૈનિક તે પીરસે છે. સેંકડો સરકારી અમલદારોને એ રસોડામાં જે રસોઈ પીરસવામાં આવે છે તે સ્ટેલીનને પણ મોકલાય છે.

સ્ટેલીન ક્યાંયે આગળપડતા તરી આવે એવી રીતે દેખાતા નથી. દબદબો ને દમામ તેમને ગમતા નથી. અજાણ્યા માણસો મળવા આવે એથી તે મૂંઝાય છે. મોટાં મોટાં રાષ્ટ્રોના એલચીઓ વરસો લગી મૉસ્કોમાં રહેવા છતાં સ્ટેલીનને એક પણ વખત મળી શક્યા ન હોય એવા કેટલાયે દાખલા બન્યા છે. સ્ટેલીન કપડાંના શોખીન છે. સારી સારી જાતનાં, રંગરંગનાં કપડાં પહેરવાં તેમને બહુ ગમે છે. અમેરિકાના આગેવાન મરહૂમ વેંડેલ વિલ્કી ચાર કે પાંચ વખત તેમને મળેલા. એ દરેક પ્રસંગે સ્ટેલીને નવો નવો પોશાક પહેરેલો. તેમણે રશિયામાં જે ચમત્કારિક ફેરફારો કરી બતાવ્યા છે તે વિષે જ્યારે પરદેશીઓ વખાણ કરે છે ત્યારે એ કહે છે: 'અમે હવે પછી જે કરવાના છીએ તેને મુકાબલે તો આનો કશો હિસાબ નથી.' સ્ટેલીન સત્તાધીશ છે, છતાં એટલું સમજે છે કે મારાથી કદી ભૂલ ન જ થાય એવું નથી. એકવાર તેમણે લખેલું: 'મુખ્ય વાત એ છે કે માણસને પોતાની ભૂલોનું ભાન હોવું જોઈએ, અને તે ભૂલો ઓછામાં ઓછા વખતમાં સુધારવાનું બળ તેનામાં હોવું જોઈએ.'

# લોર્ડ લુઈ માઉન્ટબૅટન

લોર્ડ લુઈ માઉન્ટબૅટન વિક્ટોરિયાની પુત્રીના પૌત્ર છે એમના નિકટના મિત્રો એમને 'ડીકી' કહે છે, પણ એમનું પૂરુ નામ લોર્ડ લુઈ ફ્રાન્સીસ આલ્બર્ટ વિક્ટર નિકોલસ માઉન્ટબૅટન છે હિંદના વાઈસરૉય નિમાતા પહેલા તે આગ્નેય (દક્ષિણ-પૂર્વ) એશિયામા મિત્રરાજ્યોના લશ્કરના સેનાધિપતિ હતા તે વેળા એમના અમલનો વિસ્તાર દુનિયાના બારમા ભાગ જેટલો હતો એમને આ પદ આપવામા આવેલુ તેનુ કારણ એ હતુ કે નૌકાદળની હેરફેરમા તે નિષ્ણાત છે ગયા યુદ્ધ દરમ્યાન, બ્રહ્મદેશમા આકિયાબની ઉત્તરે જંગલવાળા મુલકમા જાપાનીઓએ મોટું લશ્કર ભેગુ કરેલુ, ને ત્યાથી કલકત્તા પર હવાઈ હુમલા કરવાની પેરવી કરી હતી માઉંટબૅટને આ લશ્કરને સખ્ત હાર આપી, તે માટે અમેરિકાના યુદ્ધમન્ત્રી સ્ટીમસને તેમને મુબારકબાદી આપેલી કેમકે આ હાર પછી જાપાનીઓની હિંદ ઉપરની ચડાઈનુ જોર નરમ પડ્યુ હતુ

લોર્ડ માઉંટબૅટનને આ હોદ્દા પર નીમવામા વિન્સ્ટન ચર્ચીલનો ઘણો હાથ હતો યુદ્ધની શરૂઆતમા લોર્ડ લુઈ ઘણી લડાઈઓ જીત્યા નહોતા, એ વાત સાચી ઘણે પ્રસગે તે ભેરવાઈ પડેલા, ને તે ઘણેખરે પ્રસગે જીત મેળવવાની તક જ એમને મળેલી નહીં પણ ભારે સન્કટનો સામનો કરીને તે બહાદુરીથી લડ્યા છે તેઓ જે વહાણોમા કપ્તાન હતા તે વહાણો પર દિવસો સુધી સામટો બૉમ્બમારો ચાલ્યો છે બે પ્રસગે તો તેઓ જે મોટી મનવારોમા બેઠેલા તે મનવારોના જ ફુરચા ઊડી ગયા હતા કેટલીકવાર કહેવાય છે કે જે અમલદારોએ બૉમ્બનો વરસાદ વધારેમા વધારે સહન કર્યો છે તેમા લોર્ડ લુઈનું સ્થાન સૌથી મોખરે છે પણ ઝનૂનભેર લડવાની તેમની શક્તિ અથવા તેમની હિંમત વિશે કોઈએ કદી શક ઉઠાવી નથી

અગ્રેજો કહે છે કે તેમનામા નેલ્સનનો અશ' છે ટ્રફાલગરની લડાઈએ લોર્ડ નેલ્સનને અમર બનાવ્યો છે ત્યારથી બ્રિટિશ નૌકાદળના માણસો નેલ્સનના નામને પૂજે છે 'કેલી' નામની બ્રિટિશ મનવાર (ડિસ્ટ્રૉયર) ના કપ્તાન તરીકે લોર્ડ લુઈએ કેવી વીરતા દાખવી હતી તે જાણવા જેવુ છે એ મનવારને સુરગથી નુકસાન થયા પછી તેને તે બદરમા લઈ આવ્યા છ મહિના બાદ, તેમા સમારકામ થયા પછી,

તેને પાછી દરિયામા લઈ ગયા આ વેળા એને એક 'ટોર્પીડો' લાગી, તેને લીધે તેની આગળની બોઇલરની ઓરડી ભાગી ગઈ ચાર દિવસ ને રાત લૉર્ડ લુઇએ મનવારને બંદરમા પાછી આણવા લડાઈ ચલાવી. જર્મન ટોર્પીડો બોટો, સબમરીનો, ને બૉમ્બ ફેંકનારા વિમાનો ચોમેરથી મારો ચલાવી રહ્યા હતા છેવટે ભયકર તોફાન થયુ, અને ઉત્તર સમુદ્રના મોજા તેના તૂતક પર પછડાવા લાગ્યા મનવાર સાવ અટકી પડી, ને બીજી મનવારે આવીને તેને ખેંચી ત્યારે ખસી ભાગેલી મનવાર ગમે તે પળે ડૂબે એવો ભય હતો લૉર્ડ લુઈએ બધા માણસોને બીજી મનવાર પર ચાલ્યા જવાનો હુકમ કર્યો થોડાક સ્વયસેવકો જોડે પોતે પાછળ રહ્યા જર્મન બૉમ્બરો 'કેલી' મનવારને ડુબાડવા મથી રહ્યા હતા, તેમની સામે 'કેલી'ની તોપોનો મારો ચાલુ / રાખવાનો હતો છેવટે લૉર્ડ લુઈએ 'કેલી'ને બદરના ડક્કામા પહોચાડી તેને દુરસ્ત કરાવી

વરસ પછી એને તે ફરી લડાઈમા લઈ ગયા, ને ફરી નેલ્સનના જેવી બહાદુરી બતાવી જર્મનોએ ગ્રીસ જીત્યુ, ને બધુન વાટે સૈનિકો ઉતારી ક્રીટનો ટાપુ ઝડપી લીધો, ત્યારપછીની આ વાત છે મિત્રરાજ્યોને માટે એ ભારે સકટ અને નિરાશાના દિવસો હતા જર્મનોએ હવા પર રાજ્ય જમાવ્યુ હતુ, પણ હજુ બાજી સાવ હાથથી ગઈ નહોતી, કેમકે દરિયા પર બ્રિટનનુ રાજ્ય કાયમ હતુ લૉર્ડ લુઈ એ લડાઈમા ગળાબૂડ ઊતરેલા હતા તે મનવારોના પાચમા કાફલાના સેનાપતિ હતા મનવાર 'કેલી' પર ઊભા રહીને તે કિનારા નજીક ધસી ગયા, ને કાંઠા પર જર્મનોના જે અગત્યના મથકો હતા તેના પર તોપનો મારો ચલાવ્યો એક આગબોટ ઘણા જર્મન સૈનિકોને લઈને જતી હતી, અને શત્રુની એક બોટ દારૂગોળો લઈને જતી હતી, તેને એમની મનવારોએ ડુબાડી દીધી. જર્મન બૉમ્બરો (બૉમ્બમારો કરનાર વિમાનો) એ લૉર્ડ લુઇની મનવારને ડુબાડવા કલાકો સુધી બૉમ્બનો વરસાદ વરસાવ્યો સેંકડો બૉમ્બ વરસાવવામા આવ્યા, પણ એકેએક નિશાન ચૂકી ગયો આઠ વાગ્યા પછી થોડી જ વારમા આફત ખરેખર આવી પડી! હવામા નીચે ઊતરીને બૉમ્બ ફેંકનારા વિમાનો ચીસો પાડતા વાદળામાથી ઊતરી આવ્યા, ને તેમણે 'કેલી' મનવારના મધ્યભાગ પર બૉમ્બ ફેંક્યા તે પછી એવાં જ વિમાનોનું બીજુ મોજુ આવ્યુ લૉર્ડ લુઇની મનવારને

જીવનેણુ ઘા પડ્યા ચાળીસ જ સેકન્ડમા તે ડૂબી જશે એમ ચોક્કસ દેખાયુ પણ માઉન્ટબેટનનો તો નિશ્ચય હતો કે મનવાર ડૂબે તે પળ સુધી તેની તોપો સડસડાટ ચાલતી રાખવી તેમણે ભુંગળા વાટે માણસોને બૂમ પાડીને કહ્યુ 'જે બનવાનું હોય તે ભલે બને પણ તોપોને ચાલતી રાખો' ચાળીસ સેકડ બાદ એ ઘવાયેલુ વહાણ વાકુ વળ્યુ ને ડૂબી ગયુ તે ડૂબવા લાગ્યુ તે વખતે લૉર્ડ લુઈ વહાણ પરથી ઘસડાઈ ગયા, ને પાણીમા કેટલાયે ફીટ નીચે ડૂબી ગયા પણ પાછા એકદમ સપાટી પર નીકળી આવ્યા ઉપર આવીને જોયુ તો ડૂબતા વહાણનુ ગતિચક્ર તેમના માથા પર જ ચક્કર ચક્કર ફરે અડધી કલાક સુધી લૉર્ડ લુઈ ને તેમના માણસોએ દરિયામા તરતા રહેવા મથામણ કરી આખો પર તેલની છારી બાઝી ગયેલી કલાકો સુધી એ લોકો તરતા રહ્યા માથા પર થોડાક જ ફીટની ઊંચાઈએ જર્મન બૉમ્બરો ઊડતા હતા ને મશીનગનની ગોળીઓની ઝડી ચલાવતા હતા પણ આ માણસોને એમના પોતાના કાફલાની જ એક મનવારે ઉપાડી લીધા એ એક ચમત્કાર જ હતો

મિત્રરાજ્યોના લશ્કરની છૂપીછુપાઈ ટુકડીઓ રોજ રાતે જઈને ફ્રાન્સ, બેલ્જિયમ ને હોલડના કાઠા પર છાપા મારતી એ ટુકડીઓના કમાનની જગા માઉન્ટબૅટનને અપાઈ ત્યારે તે પહેલવહેલા પ્રસિદ્ધિમા આવ્યા આ ટુકડીઓ અણધારી જઈને જર્મનોને સતાવતી, તેમણે ઊભી કરેલી લશ્કરી ઇમારતો તોડી પાડતી, શત્રુ સૈન્યમા ગભરાટ ફેલાવતી, ને યુરોપખડની જમીન પર ચડાઈ કેવી રીતે કરાય એને લગતી કીમતી માહિતી મેળવતી લૉર્ડ લુઈ એના કમાન થયા ત્યારે તેમણે કહ્યુ 'હુ જાતે નહીં કરુ એવુ કોઈ પણ કામ કરવાનુ મારા સૈનિકોને નહીં કહુ આ ટુકડીઓ ખજર છરા, ડગોરા વગેરે હથિયારો લઈને જતી એ હુમલાઓમા કમાન જાતે ભાગ લેતા તે માટેની કઠણ તાલીમ પણ એમણે લીધી ખભે પૂરો ભરેલો બગલથેલો ને હાથમા બદૂક લઈને કાટાળા તારના જાળામા દસ ફૂટ જેટલુ નીચા નમીને ચાલવાનું પછી ઊંડી ખાઈમા ઊતરવાનું ત્યા આસપાસ ચોમેર બૉમ્બ અને સુરગો ફૂટતા હોય. પછી ગળા સૂધ પાણીવાળી ખાડીમા ઉતરવાનું ને ત્યારબાદ ગોળીઓની ઝડી સામે ચાલવાનુ પછી દસ ફૂટ ઊંચી આડશ પર પૂરપાટ ધસારો કરવાનો આ બધી તાલીમ કમાને પોતે લીધી

મિત્રરાજ્યોના સેનાપતિઓમા જે સૌથી નાની ઉંમરના છે તેમાના લૉર્ડ લુઈ એક છે એમની ઉંમર પિસ્તાળીસ વરસની છે—એટલે કે આઈસનહૉવર કરતા દસ વરસ, ને મૅકઆર્થર કરતા એકવીસ વરસ, ઓછી છતા તેમને એક મોટામા મોટી આયોજના કરવાનુ—ઉત્તર આફ્રિકાના કાંઠા પર લશ્કર ઉતારનાની ગોઠવણ કરવાનુ—કામ સોપવામા આવ્યુ હતુ સીસીલી તથા ઈટલીની ભૂમિ પર લશ્કર ઉતારવાની યોજના કરવામા પણ તેમણે મદદ કરેલી

લૉર્ડ લુઈએ તેમની જિંદગીના બે-તૃતીયાશ કરતા વધારે ભાગ બ્રિટિશ નૌકાસૈન્યમા ગાળ્યો છે તે તેર વરસની ઉંમરે નૌકાસૈન્યમા દાખલ થયેલા દરિયાનો સાદ એમના લોહીમા જ હતો બાળપણમા પણ તે મનવારોના રમકડાથી રમતા, ને પિતાને પગલે ચાલવાનુ સ્વપ્ન સેવતા એમના પિતાએ બ્રિટિશ નૌકાસૈન્યમા પચાસથી વધારે વરસ સુધી નોકરી કરેલી, ને છેવટે તેના સેનાધિપતિનો ઊંચામા ઊંચો હોદ્દો પ્રાપ્ત કરેલો લૉર્ડ લુઈએ વરસો પર નિશ્ચય કર્યો હતો કે પિતાની પેઠે હું પણ બ્રિટિશ નૌકાસૈન્યમા પ્રથમ પદ પ્રાપ્ત કરીશ તેમને એટલી ખબર હતી કે એ પદ પ્રાપ્ત કરવાનો એક જ રસ્તો તે કેવળ પોતાની લાયકાત સાબિત કરવાનો છે તેમણે કઠણ તાલીમ વડે તૈયારી કરી. એટલો બધો અભ્યાસ કર્યો કે પોતાના ખાતાની જેટલી પરીક્ષાઓ આપી તે બધામા તે પહેલે નંબરે આવ્યા ચાર વરસ કેમ્બ્રીજમા ગાળી તેમણે વીજળીને લગતી ઈજનેરીની પદવી મેળવી રેડિયો વડે 'સિગ્નલિંગ' કરવાના કામમા પહેલ કરી, ને નૌકાસૈન્યમા 'સિગ્નલિંગ'ની શાળા હતી તેમા બે વરસ શિક્ષકનું કામ કર્યું તેમણે શોધેલી કેટલીક સત્તાઓ અત્યારે નૌકાસૈન્યમા વપરાય છે તેમણે એક શબ્દપ્રયોગ યોજ્યો કહેવાય છે. 'ઑલ ટીકી ટૂ'—એટલે કે બધુ બરાબર છે

ડીકી માઉન્ટબેટન કોઈ પણ લશ્કરી કામ હાથમા લે છે, ત્યારે પહેલા બધુ 'ઑલ ટીકી ટૂ' છે કે નહીં તે તપાસી જોવાનો આગ્રહ રાખે છે યુરોપ પર છાપા મારનારી બ્રિટિશ ટુકડીઓના કપ્તાન હતા ત્યારે, તે હમેશા દરેક છાપા વિષે પાછળથી પૂરી તપાસ કરી જોતા અમુક છાપા વખતે કઈ ભૂલો થઈ તે શોધી કાઢવાનો તેમનો નિશ્ચય હતો, જેથી તે જ ભૂલો બીજી

વાર થવા ન પામે. એક દહાડો, નૉર્વેના એક બંદર પર છાપો માર્યા પછી, તેમણે પોતાના બધા માણસોને વાતચીત માટે બોલાવ્યા ને કહ્યું: 'આપણે કોક કારણને લીધે વખત ચૂક્યા. આપણે ૮–૩૦ વાગે જમીન પર ઊતરવાનું હતું, પણ ૮–૩૧ સુધી આપણા પહેલા માણસે જમીન પર પગ મૂક્યો નહોતો.' એ મશ્કરી કરતા હતા શું? ના. એમને ખબર હતી કે થોડીક સેકંડો પણ ગુમાવી હોય તો કેટલાયે જાનની ખુવારી થવા પામે. એ બેચેન થયા, એનું કારણ એ હતું કે એ છાપો 'ઑન ટીકી ટુ' નહોતો.

# જનરલ સ્મટ્સ

ફીલ્ડ-માર્શલ જાન ક્રિશ્ચિયન સ્મટ્સ દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાન છે તે મુત્સદ્દી, ફિલસૂફ, વિદ્વાન, સૈનિક અને વૈજ્ઞાનિક તરીકે પ્રસિદ્ધિ પામેલા છે. દક્ષિણ આફ્રિકાનો વિસ્તાર અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના છઠ્ઠા ભાગ જેટલો છે દક્ષિણ આફ્રિકાને ગયા યુદ્ધમા ઉતારનાર સ્મટ્સ હતા ૧૯૩૯ મા યુરોપમા યુદ્ધ શરૂ થયુ ત્યારે દક્ષિણ આફ્રિકાની પાર્લામેંટ તેનો વિચાર કરવા મળી તે વેળા વડા પ્રધાન જેમ્સ હર્ટઝોગ હતા તે જર્મની સામેના બીજા યુદ્ધમા ઇગ્લડની સાથે જોડાવાની બહુ જ વિરુદ્ધ હતા એમના ઘણાખરા અનુયાયીઓનો પણ એવો જ મત હતો ઓગણીસમી સદીના આખરભાગમા ઇંગ્લડે દક્ષિણ આફ્રિકામા વસતા બોઅર લોકો સામે જે યુદ્ધ કરેલુ તેનો ડંખ હજુ બોઅરોના મનમાથી ગયો નહોતો અગ્રેજોથી પણ પહેલા જઈ ને દક્ષિણ આફ્રિકામા વસેલા ડચ લોકોના વશજ બોઅરો પર ઇગ્લડે એ યુદ્ધમા જીત મેળવી હતી ઘણા બોઅરોની ઇચ્છા બ્રિટિશ સામ્રાજ્યમાથી છૂટા પડીને પોતાનું અલગ પ્રજાતન્ત્ર (રીપબ્લીક) સ્થાપવાની હતી બીજા વિશ્વયુદ્ધમા દક્ષિણ આફ્રિકાએ તટસ્થ રહેવુ એ વિચારની તરફેણમા ગુપ્ત રીતે જે મતો લેવામા આવેલા તેમા પાર્લામેંટના મોટા ભાગે મત આપેલા પછી જાન સ્મટ્સ બોલવા ઊભા થયા એ વખતે અણીનો પ્રસગ હતો, ને વકતાને એ વાતની ખબર હતી એમને ખબર હતી કે જો જર્મની જીતશે તો હિટલર દક્ષિણ આફ્રિકા પર બદૂકને જોરે રાજ્ય કરશે દક્ષિણ આફ્રિકાએ ઇગ્લડને ખાતર નહીં પણ પોતાના જ હિતને ખાતર જર્મની સામે લડાઈ જાહેર કરવી ઘટે છે, એવી વિનતી તેમણે દક્ષિણ આફ્રિકાની પાર્લામેંટને કરી માત્ર તેર જ મતની બહુમતીથી તેમની જીત થઈ સ્મટ્સ વડા પ્રધાન થયા

કહે છે કે દક્ષિણ આફ્રિકાએ લડાઈ જાહેર કરી ત્યારે હિટલર હસેલો કેમ ન હસે? દક્ષિણ આફ્રિકાના ગોરાઓની વસ્તી અમેરિકાના શિકાગો શહેરની વસ્તી કરતાયે ઓછી હતી તેની પાસે નૌકાદળ નહોતું લડાઈમા કામ લાગે એવી એકે મનવાર નહોતી વિમાનો પણ નહીંજેવા હતા તેના લશ્કરમા પૂરા ચાળીસ હજાર માણસ પણ નહોતા, ને હતા તે પણ અધૂરી તાલીમવાળા તેની પાસે બે ટૅન્ક હતા, ને એટલી જ બખ્તરવાળી મોટરો હતી એક જ

દિવસ જેમતેમ કરીને લડી શકાય એટલો દારૂગોળો હતો. લડાઈનો સરંજામ તૈયાર કરનાર એક જ નાનો ઉદ્યોગ હતો. આ ખાતામાં એ દેરી લડાઈ દરમ્યાન ઘણો વધારો કર્યો.

જાન સ્મટ્સનો જ્ઞાનભંડાર જેટલો વિશાળ છે તેટલો બહુ ઓછા માણસોનો હશે. છતાં તે બાર વરસના થયા ત્યાં લગી વાંચી કે લખી શકતા નહોતા. બચપણમાં તે માંદલા રહેતા. બાપને પણ લાગેલું કે છોકરામાં ઝાઝી બુદ્ધિ નથી. સ્મટ્સ દક્ષિણ આફ્રિકાની વિક્ટોરિયા કૉલેજમાં દાખલ થયા ત્યારે તેમણે કૉલેજના છાત્રાલયમાં રહેવાની ના પાડી. ત્યાં નકામી વાતોના ગપાડા મારવામાં ને મોજમજા કરવામાં વખત બગડે, એ એમને પોસાય એમ નહોતું. એ લાલચમાંથી બચવા તે એક ખાનગી ઘરમાં રહ્યા; ને એ ઘરની સામેના ઘરમાં રહેલી છોકરી જોડે આગળ ઉપર લગ્ન કર્યું. એનાથી એમને છ બાળકો થયેલાં છે.

જાન સ્મટ્સ શાળાકૉલેજમાં ઝપાટાબંધ પંકાયા તેનાં બે કારણ હતાં. એક તો એ કે એમનામાં જ્ઞાનની પાર વિનાની પિપાસા હતી. આખો વખત તે વાંચતા. રમતો રમતા નહીં. બીજા છોકરાઓ જોડે ભળતા નહીં. ફક્ત વાંચ વાંચ વાંચ કરતા—રોજના બારથી પંદર કલાક વાંચતા. એકવાર વર્ગમાં કોઈ ગણિતનો એક અઘરો દાખલો કરી શક્યું નહોતું, તે કરવાને તે આખી રાત જાગેલા. બીજું કારણ તે એમની અજબ સ્મરણશક્તિ. તે જે કંઈ વાંચે છે તે જવલ્લે જ ભૂલી જાય છે. કોઈ એમની સ્મરણશક્તિની પરીક્ષા લેવા માગે છે ત્યારે તે દસેક હજાર ચોપડીઓથી ભરેલું પોતાનું પુસ્તકાલય બતાવે છે, ને કહે છેઃ 'આ દસ હજાર ચોપડીઓમાંથી તમને ગમે તે કાઢો, તેનું ગમે તે પાનું ઉઘાડો, એ પાના પરની ગમે તે કંડિકા વાંચો; અને તમે વાંચી હોય તે પછીની કંડિકાનો સાર હું તમને કહીશ.' આવી પરીક્ષા ઘણા લોકોએ કરી છે, પણ જાન સ્મટ્સ હજુ કદી તેમાં નાપાસ થયા નથી.

કૉલેજમાં એમણે ગ્રીક ભાષાનું એક વ્યાકરણ છ દિવસમાં ગોખી નાખ્યું. વાત અજબ લાગે છે, પણ ખરી છે. આ અદ્ભુત સ્મરણશક્તિને બળે ઇંગ્લંડની કેમ્બ્રીજ વિદ્યાપીઠમાં તેમને શિષ્યવૃત્તિ મળી; અને ત્યાં કાયદાનો બે વરસનો અભ્યાસક્રમ હતો તે તેમણે એક વરસમાં પૂરો કર્યો. એ એક વરસમાં,

કેમ્બ્રીજની કાયદાની નિશાળમાં એમણે બીજા વિદ્યાર્થીઓ કરતાં બમણા વિષયોનો અભ્યાસ કર્યો, એટલું જ નહીં પણ પરીક્ષામાં બંને વર્ગમાં પહેલા આવ્યા. કેમ્બ્રીજમાં એમણે એવું પાણી બતાવ્યું કે એમને ક્રાઈસ્ટ કૉલેજમાં અધ્યાપક નીમવાની તેના અધિકારીઓએ ઇચ્છા દર્શાવી. ઇંગ્લંડમાં બીજી પણ અનેક સારી સારી જગાઓ માટેનાં માગાં એમની પાસે આવ્યાં. પણ એમણે એ બધાની ના પાડી, ને દક્ષિણ આફ્રિકા જઈ વકીલાત શરૂ કરી. પણ કેપટાઉન તથા જોહાનીસબર્ગ બંને જગાએ તે વકીલ તરીકે નિષ્ફળ નીવડ્યા. લોકો જોડે કેવી રીતે કામ લેવું એની ગમ એમને નહોતી. અસીલો એમને ત્યાં આવતા બંધ થયા; અને ન્યાયાધીશો તથા જુરીવાળા એમના વિરોધી બન્યા.

૧૮૯૯ માં બોઅર યુદ્ધ શરૂ થયું ત્યારે જાન સ્મટ્સે બતાવી આપ્યું કે એમનામાં લશ્કરની આગેવાની કરવાની પણ તાકાત છે. એ વકીલ હતા, ને લશ્કરી તાલીમ એમને જરાયે મળેલી નહોતી, છતાં થોડાક મહિનામાં તેમને 'જનરલ' (સેનાપતિ) નો હોદ્દો આપવામાં આવ્યો. તે બોઅર ખેડૂતોની બનેલી પોતાની ટુકડીને લઈ આખું દક્ષિણ આફ્રિકા વટાવી ગયા. છૂપી રીતે જતા, પાછળથી છાપા મારતા, અને દેશમાંથી તેમજ બ્રિટિશ લશ્કરને લૂંટતાં જે કંઈ મળે તેના પર ગુજારો કરતા. આ બોઅરોને જ્યારે બંદૂકો, ગોળીઓ ને ઘોડા જોઈએ ત્યારે તેઓ બ્રિટિશ છાવણીઓ પર છાપા મારતા ને એ ચીજો મેળવી લેતા. સ્મટ્સે શરૂઆત તો ત્રણસો બોઅર ખેડૂતોથી કરેલી; પણ તે જ્યાં જ્યાં ગયા ત્યાં તેમને સ્વયંસેવકો આવી મળ્યા. લડાઈ પૂરી થઈ ત્યારે એમનું સૈન્ય દસગણું થઈ ગયું હતું. સ્મટ્સે એ લડાઈમાં ભારે પરાક્રમ દાખવ્યું, ને બોઅર પ્રજાના નેતા થઈ પડ્યા. બોઅરોની વસ્તી તે વખતે બહુ નાની હતી, છતાં તેમણે બ્રિટિશ સામ્રાજ્યને ત્રણ વરસ લગી હંફાવ્યું, ને પછી જ તેઓ હાર્યા.

આ નાસભાગ ને લૂંટફાટની લડાઈમાં સ્મટ્સે પોતાની જોડે થેલામાં બે ચોપડીઓ રાખી હતી. એક તે બાઈબલના નવા કરારનો ગ્રીક અનુવાદ, અને બીજી તે જર્મન ફિલસૂફ ઇમૅન્યુઅલ કાન્ટનું 'ક્રિટિક ઑફ પ્યોર રીઝન'. આ ફિલસૂફીનું અતિશય અઘરું પુસ્તક છે.

સ્મટ્સ દક્ષિણ આફ્રિકાના કેવળ વડા પ્રધાન નથી સ્મટ્સ એટલે જ દક્ષિણ આફ્રિકાની આખી સરકાર દક્ષિણ આફ્રિકાના દરેક માણસ ને દરેક વસ્તુ પર તેમનો કાબુ છે કાબુ નથી માત્ર એમની પત્ની પર ! અંગ્રેજો વિષેના પતિપત્નીના અભિપ્રાયમા ભારે ફરક છે બોઅર યુદ્ધને અન્તે હારેના બોઅરોને આર્થિક મદદ અને સ્વરાજ આપ્યા તે માટે સ્મટ્સે અંગ્રેજોનો આભાર માન્યો ત્યારથી તે બ્રિટનના મિત્ર રહ્યા છે પણ તેમની પત્નીના મનમા અગ્રેજો સામે ઘણી જ કડવાશ છે તેણે તો પ્રતિજ્ઞા કરેલી કે ' મારુ એક પણ બાળક બ્રિટિશ વાવટાની હકૂમતમા નહીં જન્મે ' બ્રિટિશ વાવટો આખા દક્ષિણ આફ્રિકા પર ઊડતો હતો, એટલે આમ કરવુ મુશ્કેલ હતુ, પણ તે આ બાઈએ કરી બતાવ્યુ પોતાના ખાટલા પર તે હમેશા બોઅર પ્રજાતન્ત્રનો વાવટો ફરકતો રાખતી છતા તેની ત્રણમાથી બે દીકરીઓ અગ્રેજોને પરણી

સ્મટ્સની ઉંમર વધતી ગઈ છે તેમ તેમ એમની કડકાઈ ને એમના ક્રોધમા ઘટાડો થતો ગયો છે પણ કામનુ દબાણ જ્યારે ઘણુ જ હોય છે ત્યારે કેટલીકવાર એમનો મિજાજ ખસી જાય છે ને ક્રોધ ભભૂકી ઊઠે છે એવે વખતે એમની પત્ની એમની પાસે જતી નથી, પણ પતિના મત્રી મારફતે પતિને સદેશા મોકલે છે

દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાન માટે જે આલેશાન સરકારી મકાન છે તેમા સ્મટ્સ રહેતા નથી, પણ રાજધાનીથી દસ માઈલ દૂર પોતાની વાડી છે ત્યા, પતરાના બનાવેલા ઘરમા રહે છે એ ઘરમા લાકડાનુ ફરનીચર, તીરકામઠા, જાનવરોની ખાલ, હાડકાં પાડવાનો સચો, ચાલતા સાથે લઈ જવાની લાકડીઓ, ચોપડીઓ, ને રેલના પાટાના નાના ટુકડા, એવો સામાન ખીચોખીચ ખડકેલો છે સ્મટ્સ ઓશરીમા લેખડના ખાટલા પર સૂએ છે ખાટલા પાસે એક ખુરસી પડેલી હોય છે, તેના પર ચાનો પ્યાલો ને ચોપડી પડેલા હોય છે ચોપડી તો હમેશા હોવાની જ તે પથારી જાતે જ કરી લે છે ઘરના ચોગાનમા નથી ફૂલ નથી સારા ઘાસના ક્યારા, કે નથી છોડ એમના દીકરાદીકરીઓના બાળકો ઝાડ પર લટકાવેલા મોટરના જૂના ટાયર પર ઝૂલે છે, અને પતરાના જૂના કમાનુ ઘર બનાવીને તેમા રમે છે પ્રાણીશાસ્ત્ર ને વનસ્પતિશાસ્ત્ર એ સ્મટ્સના શોખના વિષય છે એક ખેતરમા તેમણે પચાસ જાતના ઘાસ વાવ્યા

છે—એટલા માટે કે આફ્રિકાના સૂકા ગરમ મેદાનોમા કઈ જાતનું ઘાસ થઈ શકે તે શોધી શકાય. એમની પાસે પોતાની ૭ હજાર એકર જમીન છે, તેના પર પાંચ લાખ ઝાડ વાવ્યા છે કોક દિવસ તેને કાપીને ખાણોમા બળતણ તરીકે વાપરવામા આવશે

# માદામ ચાંગ કાઈ શેક

ઈ. સ. ૧૮૭૬ માં, અમેરિકાના બોસ્ટન શહેરમાં, એક ચીની છોકરો તેના કાકાએ કાઢેલી રેશમની દુકાનમાંથી ભાગી ગયો. એને વેપારનું કામ ગમતું નહોતું. એનું મન તો ભણતર માટે તલસતું હતું. કાકાને આ વિચારમાં નરી મૂર્ખાઈ દેખાતી હતી. એટલે આ છોકરો એક દિવસ દુકાનમાંથી સરકી ગયો, બોસ્ટન બંદરે પહોંચ્યો, અને એક આગબોટ ઊપડવાની તૈયારીમાં હતી તેમાં સંતાઈ ગયો. એ ચીની છોકરો તે આજના જગતમાં સૌથી અધિક પ્રભાવ ધરાવનારી મહિલા માદામ ચાંગ કાઈ શેકના પિતા. એમના કુટુંબે—સુંગ કુટુંબે—ચીનના ઇતિહાસમાં અસાધારણ સ્થાન પ્રાપ્ત કર્યું છે. એ પિતાની ત્રણ દીકરીઓ ને તેમના પતિઓએ આધુનિક ચીનની રચના કરી છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

એમાંની એક દીકરી—ચુંગ લિંગ—ડૉક્ટર સન યાત સેનને પરણી હતી. સન યાત સેન ચીનની ક્રાન્તિના જનક હતા. ચીન પર ૨૬૮ વરસ સુધી રાજ્ય કરનાર મંચુ વંશને ગાદીએથી ઉતારનાર, અને ચીની પ્રજાતન્ત્રની સ્થાપના કરનાર તે સન યાત સેન હતા. બીજી દીકરી—ઈ લિંગ—ડૉ. કુંગને પરણી છે. ડૉ. કુંગ ચીનના નાણાંખાતાના પ્રધાન છે; અને ચીનના મહાપુરુષ કનફ્યુશિયસના સીધા વંશજ છે. ત્રીજી દીકરી—મે લિંગ, જેનો શબ્દાર્થ છે 'સુન્દર જીવન'—ચીનના આજના સંચાલક ચાંગ કાઈ શેકને પરણી છે. ચાંગ કાઈ શેક ચીનનાં સર્વે સૈન્યોના સેનાધિપતિ, અને ચીનનાં ચાળીસ કરોડ માણસ પર અમલ ચલાવનાર પ્રબળ પુરુષ છે.

શ્રીમતી ચાંગ કાઈ શેકનો પિતા થવા નિર્માયેલો છોકરો બોસ્ટન બદરમાંથી ઊપડતી આગબોટ પર ચડી બેઠો ત્યારે એને ખબર નહોતી કે આગબોટ ક્યાં જાય છે. જાણવાની એને પરવા પણ નહોતી. એને તો ગમે તેમ કરીને કાકાના પંજામાંથી નાસી છૂટવું હતું. આગબોટના કપ્તાનનું નામ હતું ચાર્લી જોન્સ. કૅપ્ટન જોન્સ આ ચીની છોકરાને જોઈ ખુશ થયો—એટલા માટે કે પોતાની કૅબીનમાં એની પાસે કામ કરાવી શકાય, ને તે ઉપરાંત એને ખ્રિસ્તી બનાવી શકાય. એટલે રોજ રાતે કપ્તાને આ ભાગેડુ છોકરા પાસે બાઈબલ વાંચવા માંડ્યું. આગબોટ અમેરિકાના સંસ્થાન

નૉર્થ કૅરોલીનાના વિલ્મિંગટન બંદરે પહોંચી. ત્યાં કૅપ્ટન જોન્સે છોકરાને રિકોર્ડ નામના ખ્રિસ્તી પાદરીના હાથમાં સોંપી દીધો. પાદરીએ છોકરાને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી, ને તેનું નામ ચાર્લી જોન્સ સુંગ રાખ્યું. એક ધનિક વેપારી પાસેથી છોકરાની કેળવણી માટે પૈસા મેળવ્યા.

ચાર્લીને ખબર હતી કે એને મદદ આપનાર વેપારી પાસે મોટી દોલત હતી. પણ તેના મનમાં એટલી ટેક હતી કે 'મારે ભણતરનું અમુક ખરચ તો જાતમહેનતથી મેળવવું જ જોઈએ. એટલે તે ઘેરઘેર જઈ ચોપડીઓ વેચતો; તથા ઝાડે લટકાવવાના ઝૂલા ગૂંથી તે ઘેરઘેર ફરી વેચતો. વરસો પછી તે ચીન પાછો ફર્યો, અને શાંઘાઈમાં આધુનિક યન્ત્રો દાખલ કરી તેણે મોટી દોલત મેળવી. તેણે બાઈબલો પણ છાપ્યાં; અને ડૉ. સન યાત સેનની ક્રાન્તિવાદી પત્રિકાઓ છાપીને પોતાની જિંદગી પણ જોખમમાં નાખી.

ચાર્લી જોન્સ સુંગે પોતાની ત્રણ દીકરીઓને અમેરિકા ભણવા મોકલી ત્યારે તેણે ચીનની હજારો વરસની જૂની પ્રણાલિકાનો ભંગ કર્યો. એ ત્રણ છોકરીઓ જ્યારે ચીન પાછી ફરી ત્યારે તેઓ અમેરિકન આચારવિચારની મોટામાં મોટી પ્રચારક બની; અને ખ્રિસ્તી ધર્મની પણ શ્રીમતી ચાંગ કાઈ શેકનું ભણતર જ્યૉર્જિયા સંસ્થાનમાં આવેલા મેકન શહેરના મહિલા વિદ્યાલયમાં થયું હતું. આ જગતની સ્ત્રીઓ માટેની, કોઈ વિદ્યાપીઠે માન્ય કરેલી એવી, જૂનામાં જૂની કોલેજ છે. તેમણે માસાચુસેટ્સની વેલેસ્લી કૉલેજમાંથી ગ્રૅજ્યુએટની પરીક્ષા પાસ કરી છે. ઓગણીસ વરસની ઉંમરે અમેરિકા છોડતાં તેમણે કહ્યું: 'મારામાં પૂર્વનું એવું કંઈ હોય તો તે મારો ચહેરો છે.' શાંઘાઈ જઈને એમને ચીની ભાષા લખતાંવાંચતાં શીખવું પડેલું.

પણ શ્રીમતી ચાંગ એક શ્રદ્ધા—એક આદર્શ—લઈને સ્વદેશ પાછાં ફર્યાં હતાં. ચીની પ્રજાને તેનાં જુગજૂનાં ગંદકી, રોગ ને ભૂખમરામાંથી છોડાવવાના કાર્યને પોતાનું જીવન અર્પણ કરવાનો તેમનો નિર્ધાર હતો. મજૂરી કરતાં બાળકોને લગતી હિલચાલમાં તેમણે નવો પ્રાણ રેડ્યો; અને કારખાનાંમાં બે પાઉંડને પગારે—અઠવાડિયે કે મહિને નહીં, પણ વરસે બે પાઉંડને પગારે—કામ કરતાં બાળકોના હક માટે લડત ચલાવી. તેમણે આખા ચીનમાં ફરી ચીનની સ્ત્રીઓ તથા આદર્શોની સંસ્થાઓમાં અરજીનું, સંઘ

ને રોગની બદીઓ વિષે ભાષણો કર્યાં. સ્વચ્છતા ને આરોગ્ય માટે સામુદાયિક પ્રયત્નો કરવા માટે તેમને પ્રોત્સાહન આપ્યું. શ્રોતાજનો સ્તબ્ધ થઈને, આદર તથા પૂજ્યભાવ સાથે, આ વાતો સાંભળી રહ્યા. સફાઈ, શિક્ષણ, સહકાર, અને સુઘડ રહેણીની ફિલસૂફીનો ઉપદેશ તેમણે આપ્યો. તે માટે વિમાનમાં બેસીને ચીનમાં દૂરદૂરનાં ગામડાં સુધી ગયાં. વિમાનમાં બેસતાં ચક્કર આવે, એટલે નાકે સૂંઘવાની દવાની શીશી લગાડીને વિમાનની ફરસ પર સૂઈ રહેવું પડે. છતાં વિમાનમાં ઊડવાનું છોડ્યું નહીં.

સેનાધિપતિ ચાંગ કાઈ શેક કરોડો માણસો પર અમલ ચલાવે છે ખરા, પણ મે લિંગ પાસે પોતાના લગ્નનું માગું કબૂલ રખાવવા તેમને પાંચ વરસ સુધી વિનવણી કરવી પડી હતી. મે લિંગ કહેઃ 'મારી મા રજા ન આપે ત્યાં સુધી મારાથી તમારી જોડે લગ્ન ન કરાય.' અને મા તો આ લડાકુ સરદાર જોડે વાત સરખી કરવાની ના પાડે. જનરલ ચાંગે પાંચ વરસ સુધી સતત પ્રયત્ન કર્યો. છેવટે આગલી પત્ની જોડે છૂટાછેડા લીધાનો પુરાવો રજૂ કર્યો, અને 'રોજ બાઈબલ વાંચી ખ્રિસ્તી ધર્મ સમજવાનો પ્રયત્ન કરીશ' એવું વચન આપ્યું, ત્યારે જ માએ સંમતિ આપી. ૧૯૨૫ માં જનરલ ચાંગ અને મે લિંગનું લગ્ન થયું. બે વરસ પછી પતિએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો.

મે લિંગની અસરથી જનરલ ચાંગ ચીનમાં ઐક્ય સ્થાપી શક્યા; અને ગયા વિશ્વયુદ્ધમાં સંયુક્ત ચીને જપાન સામે ભારે શૂરાતન દાખવ્યું. ચીન માંહોમાંહેની લડાઈથી છિન્નભિન્ન થઈ રહ્યું હતુ એવે વખતે બનેલા એક બનાવ પરથી શ્રીમતી ચાંગનો પ્રભાવ દેખાઈ આવે છે. વિરોધી દળના કેટલાક સેનાપતિઓએ એમના પતિનું હરણ કર્યું; ને બે અઠવાડિયાં સુધી તેમને કેદમાં રાખ્યા. પણ ચાંગે એમની માગણીઓ કબૂલ કરી નહીં. શત્રુઓએ આપેલો ખોરાક સુદ્ધાં ખાવાની ના પાડી. તેમને સખત ઠપકો આપ્યો, અને કહ્યું: 'હું ચીનને દગો દેવા કરતાં તો મરવાનું વધારે પસંદ કરીશ.' જે બળવાને અંગે આ હરણ થયેલું તે બળવો ૧૯૩૬ના ડિસેંબરની ૧૨મીએ મળસકે ફાટી નીકળેલો. ચાંગ માત્ર એક પહેરણભેર પાસેના એક પહાડ તરફ દોડ્યા. એક ઊંચી દીવાલ પર ચડ્યા, ત્યાંથી લપસ્યા, ત્રીસ ફૂટ ઊંડી ખાઈમાં પડ્યા, ને વાંસો એવો ભાંગ્યો કે ચાલવાનું પણ

જોર રહ્યું નહીં. માથા પર બંદૂકની ગોળીઓ, તોપના ગોળા, અને બોમ્બનો સુસવાટ ચાલી રહ્યો હતો. ચાંગ ઊભા થયા, ફરી લપસ્યા, અને કાંટાળા છોડથી અર્ધી ઢંકાયેલી એક ગુફામાં પડ્યા. બેવાર ઊભા થવાનો પ્રયાસ કર્યો, ને બેવાર થાકથી પડી ગયા. બળવાખોર સૈનિકોએ તેમને પકડ્યા ત્યારે તેમણે સેનાપતિને છાજે એવા ગૌરવથી સૈનિકોને હુકમ કર્યો કે 'મને કાં તો તરત જ મારી નાખો, અથવા સેનાપતિના જેવા ગૌરવથી માનપૂર્વક મારી જોડે વર્તો.'

એમનું હરણ થયાની વાત સાંભળી ચીન ખળભળી ઊઠ્યું જે શહેરમાં તેમને કેદ રાખ્યા હતા તે શહેર પર ધસી જવાને એમનાં પોતાનાં લશ્કર તૈયાર થઈ ગયાં. એમનાં વિમાનોમાં બૉમ્બ ભરવામાં આવ્યા. ચીનમાં બીજી જાદવાસ્થળી ફાટી નીકળવાનાં ચિહ્ન દેખાયાં. એ જાદવાસ્થળી એક સ્ત્રીએ અટકાવી. એ સ્ત્રી તે શ્રીમતી ચાંગ કાઈ શેક. તેમણે સેનાપતિઓને રોકી લીધા. ચાંગે પત્નીને પોતાની પાસે ન આવવાનો સંદેશો મોકલ્યો. શ્રીમતી ચાંગને ફરી ફરી ચેતવણી અપાઈ કે 'તમે આવશો તો જીવ ખોઈ બેસશો.' પણ શ્રીમતી તો વિમાનમાં ગયાં. જોડે એક સૈનિક લીધેલો, તેને તમંચો આપીને કહી રાખેલું કે 'પેલા સૈનિકો જો મને પકડવાનો પ્રયત્ન કરે, તો તમે મારા પર આ તમંચો ચલાવજો.'

આ એક સ્ત્રીએ લાખ બળવાખોર સૈનિકો સામે આવી હિંમત દાખવી, ને જીત મેળવી. પતિને તેમણે શાન્ત પાડીને ખાવા સમજાવ્યા. પતિ ઊંઘી ગયા ત્યાં સુધી એમની પાસે બાઇબલ વાંચ્યા કર્યું. તેમાં એક જગાએ કહેલું છે: 'એક હજાર તારે પડખે પડશે, ને દસ હજાર તારા જમણા હાથ પર પડશે, પણ તે તારી નજીક નહીં આવવા પામે.' બે દિવસ સુધી તેમણે બળવાખોરોને સમજાવ્યા — પતિને ખાતર નહીં, પણ ચીનને ખાતર. તેમને દેશમાં જાદવાસ્થળી થતી અટકાવવા વીનવ્યા. બળવાખોરોએ જનરલ ચાંગને ૧૯૩૬ના ડિસેંબરની ૨૫મીએ — નાતાલને દિવસે — છોડ્યા. ચીનનાં શહેરોમાં આનંદ દર્શાવવા વાવટા ફરક્યા, ને ફટાકડા ફૂટ્યા. ચીનમાં સૈકડો વરસથી નહોતું એવું ઐક્ય સ્થપાયું. ચીનની એક મહિલા ને તેના પતિની આગેવાની નીચે ચીનના જુદા જુદા વર્ગો ભેગા થયા. શ્રીમતી ચાંગ કાઈ શેક ચીનની એકતાના પ્રાણરૂપ છે; અને જગતની સર્વ મહિલાઓમાં એમનો પ્રભાવ આજે વધારેમાં વધારે છે એમ કહી શકાય.

# મુસોલીની

## ૧

વીસમી સદીની શરૂઆત થઈ તે વખતે સ્વીટ્ઝરલૅન્ડમાં એક માણસ બેકાર હતો. અમેરિકામાં કેવી સહેલાઈથી પૈસા કમાઈ શકાય છે એની અદ્ભુત વાતો તેણે સાંભળી હતી. તેણે એક દિવસ સિક્કો ઉછાળ્યો. રાજા ઉપર આવે તો અમેરિકા જવું, ને પાછલો ભાગ ઉપર આવે તો સ્વીટ્ઝરલૅન્ડમાં રહેવું, એવો વિચાર કર્યો. રાજા ઉપર ન આવ્યો, અને ઇતિહાસ બદલાયો. એ માણસ જો અમેરિકા ગયો હોત તો ઇટલી કદાચ બીજા વિશ્વયુદ્ધમાં ઊતર્યું ન હોત; કેમકે એ માણસ તે બેનીટો મુસોલીની હતો. તે જો અમેરિકા ગયો હોત તો કદાચ મોટો ઉઠાઉગીર થાત, પણ ઇટલીનો સરમુખત્યાર તો ન જ થાત. અને સંભવ છે કે એ સ્થિતિમાં ઇટલીએ હિટલરને સાથ ન આપ્યો હોત. મુસોલીની ઇટલીનો સરમુખત્યાર ન થયો હોત, તો સંભવ છે હિટલર કદી સત્તાધીશ થવા પામત જ નહીં. મુસોલીનીએ જ્યારે પહેલવહેલી રાજસત્તા પડાવી લીધી ત્યારે હિટલર કશી વિસાતમાં નહોતો; રાજસત્તા કેમ પડાવી લેવી ને સરમુખત્યાર કેમ થઈ બેસવું એનો પાઠ હિટલરને મુસોલીની પાસેથી મળ્યો.

લશ્કરમાં ફરજિયાત ભરતી થવું પડે તે ટાળવાના હેતુથી ૧૯૦૪માં મુસોલીની, બનાવટી પાસપોર્ટને આધારે, ઇટલીથી સ્વીટ્ઝરલૅન્ડ નાસી ગયો. રેલવે સ્ટેશન પર હમાલનું કામ લીધું, ને ઉતારુઓના સામાન ઉપાડવા લાગ્યો. કડિયાનું તથા કસાઈની દુકાનમાં નોકરનું કામ પણ કર્યું. પણ લોકો જોડે હંમેશાં કજિયા કરે, એટલે એક જગાએ ટકી શકે નહીં. ઘણીવાર તો રહેવાની જગાયે ન હોય, એટલે પુલોની નીચે જમીન પર સૂઈ રહે. ફાટેલાં ને મેલાં કપડાં પહેરે. કેટલીકવાર તો એવો ભૂખ્યો થાય કે રસ્તા પર ભીખ માગીને પેટ ભરે. એકવાર બાગમાં ઉજાણી કરવા આવેલી બે સ્રીઓના કરંડિયામાંથી રોટી ઉઠાવી. બીજીવાર એક સોનાનું ઘડિયાળ ચોર્યું. પોલીસે એને પકડીને અગિયારવાર જેલમાં પૂર્યો.

મુસોલીનીને બચપણમાં સૂવાને પથારી ન મળતી. ઘાસના ઢગલા પર સૂઈ જવું પડતું. દારિદ્ર્ય અને દ્વેષના વાતાવરણમાં તે ઊછર્યો. તેનો

બાપ પહેલાં લુહારનું, ને પછી દારૂ વેચવાનું, કામ કરતો; તેને ધનિકો, સરકાર, અને ધર્મસંઘ એ સર્વની પ્રત્યે દ્વેષ હતો. ક્રાંતિવાદી કામ માટે તેને ત્રણ વરસ જેલ જવું પડેલું. દ્વેષ અને બળવાના એ વાતાવરણમાં બેનીટો મુસોલીનીએ બાળપણ ગાળેલું તે કહેતો: 'હું ગામઠી ચોર હતો.' હમેશાં લડવા તૈયાર રહેતો. ઘણીવાર ઘેર આવું ત્યારે માથું પથરા વાગવાથી લોહીલુહાણ થયેલું હોય પણ વેર કેમ લેવું એની મને ખબર હતી.' બાળપણમાં તે બીજા છોકરાઓ જોડે લડીને સત્તા તથા કીર્તિ મેળવવા માગતો હતો. પણ પોતાથી નાના હોય, ને જેમને સહેલાઈથી મારી શકાય એવા હોય, તે છોકરાઓ પર જ તે કૂદતો. ચાળીસ વરસ પછી તેણે ઈથિયોપિયા, આલબેનિયા ને ગ્રીસ જેવી નાની ને નિર્બળ પ્રજાઓ પર ચડાઈઓ કરી, કેમકે એમનાથી ઈટલી સામે પોતાનો બચાવ થઈ શકે એમ નહોતું. આખી જિંદગી તેણે ચોરીછૂપીથી જ હુમલા કર્યા. એકવાર એક છોકરાએ એને તમાચો મારેલો. મુસોલીની અણીદાર પથરો લઈ ઝાડવાં પાછળ ભરાઈ ગયો; પેલો છોકરો એ રસ્તે નીકળ્યો એટલે તેની પીઠ પર કૂદીને ચડી ગયો; અને પથરાથી તેના મોઢા પર મોટો ચીરો પાડ્યો. ઈટલીનો સરમુખત્યાર થયા પછી પણ તે આ લડાઈ વિષે બડાઈ હાંકતો. તે એવો ક્રૂર ને ભયાનક હતો કે માએ તેને દેવળની નિશાળમાં મોકલ્યો — એ આશાએ કે કેથલીક સાધુઓ કદાચ દીકરાને કંઈક ઠેકાણે આણશે. પણ એ નિશાળમાં તેણે એક છોકરાની પીઠમાં છરો ભોંકી દીધો. સાધુઓએ એને નિશાળમાંથી કાઢી મૂક્યો. આ બધા ઉધમાત માટે એને કદી પસ્તાવો થયો હતો ખરો? ના રે, એ તો બીજાઓનો જ વાંક કાઢતો. વરસો પછી એણે કહેલું: 'મારા તરફ કોઈએ કદી કોમળતા બતાવી નથી. બાળવયે હું ગરીબ ઘરમાં રહેલો, ને મેં ઘણું કષ્ટ વેઠેલું. હું કોમળતા ક્યાંથી શીખી શકું? ક્યાંયથી નહીં. પછી હું કઠણ ને કઠોર છું એની લોકોને નવાઈ શા સારુ લાગે છે?'

મુસોલીની જ્યાં જ્યાં ગયો ત્યાં બધે તેણે દ્વેષ અને હિંસા જ બતાવ્યાં. દાખલા તરીકે, ઝુરીચમાં એને લાગ્યું કે એક હોટેલમાં પીરસનારી બાઈએ તેની પાસેથી એક શિલિંગ વધારે લીધો. તે એટલો બધો ગુસ્સો થઈ ગયો કે તેણે ને બીજા ત્રણ ઇટાલિયનોએ ટેબલો ઊથલપાથલ કરી નાખ્યાં, ખુરસીઓ તોડી નાખી, ને બીજી ચીજોનો કચ્ચરઘાણ કરી નાખ્યો.

તેણે ઇટાલિયન લોકોને નીડર બનીને રહેવાનો હુકમ આપેલો ખરો. પણ તે પોતે એવો બીકણ હતો કે 'અવાંતી' (આગેકૂચ)' નામના સમાજવાદી પત્રનો તન્ત્રી હતો ત્યારે ટેબલ પર હંમેશાં મોટો છરો ને ભરેલો તમંચો રાખતો. એની મદદનીશ તન્ત્રી એક બાઈ હતી. તે કહેતી કે 'મુસોલીનીને જે બીક લાગતી તે જોઈ મને આશ્ચર્ય થયેલું.' મુસોલીનીએ એની આગળ કબૂલ કરેલું કે 'મને મારા પડછાયાની પણ બીક લાગે છે.' તે અંધારામાં ઘેર જતાં ડરતો: એટલે મદદનીશ તન્ત્રીને રોજ પોતાની જોડે લઈ જતો. બાઈ એને ઘેર પહોંચાડતી, ને પછી એકલી પોતાને ઘેર ચાલી જતી. આ વાત તે કંઈ ગપ નથી. એ બાઈએ જ આ વાત એક ચોપડીમાં લખી છે, ને તે ચોપડી છપાયેલી છે. એ બાઈનું નામ એન્જેલીકા બાલાબાનોફ છે, અને તે ઘણાં વરસ સુધી સમાજવાદી પક્ષની એક આગેવાન તરીકે સુપ્રસિદ્ધ હતી. તેની સચ્ચાઈ વિષે શંકાને સ્થાન નથી.

મુસોલીની ઇટલીનો સરમુખત્યાર થયો તે પછી તેનો જીવ લેવાના પ્રયત્ન સાતવાર થયા. તેને એટલી બધી બીક લાગી ગઈ કે તેના ઘરની ને ઑફીસની રાતદિવસ ચોકી કરવા માટે તેણે પંદર હજાર સૈનિકનું ખાનગી લશ્કર રોક્યું હતું. વરસો સુધી તેના પેટમાં ચાંદાં રહ્યાં, ને તેનાથી ઘણું દર્દ થતું. આ ચાંદાં તે કદાચ તેની ચિન્તા ને બીકનું પરિણામ પણ હોય.

તે પંદર વરસનો થયો ત્યાં લગી વાંચતાં શીખ્યો નહોતો, પણ મોટો થયા પછી તેણે ઘણી ચોપડીઓ વાંચી કાઢી. છતાં ઘણી રીતે તે સાવ અજ્ઞાન ને વહેમી રહ્યો. દાખલા તરીકે, એ માનતો કે 'ચન્દ્ર માણસના નસીબ ઉપર ઘણી ભારે અસર કરે છે.' તે સૂઈ જાય ત્યારે ચન્દ્રનું અજવાળું પોતાના મોઢા પર કદી પડવા દેતો નહીં. સ્વપ્નોનો અર્થ કહેવાની, તેમજ ગંજીફાનાં પાનાં જોઈને ભવિષ્ય કહેવાની, શક્તિ પોતાનામાં છે, એમ તે માનતો. રાજસત્તા પડાવી લેવા તેણે રોમ તરફ ઐતિહાસિક કૂચ શરૂ કરી તે પહેલાં ગંજીફાની એક જોડી ટેબલ પર મૂકી હતી, ને એકવાર નહીં પણ અનેકવાર કાળજીપૂર્વક તેનું નિરીક્ષણ કર્યું હતું. આ બધી વાતો સાચી છે એમ આપણે શા પરથી જાણીએ? એટલા પરથી કે તેના અધિકૃત જીવનચરિત્રમાં એ વાતો લખેલી છે. એ ચરિત્ર તેણે વાંચીને 'મંજૂર' રાખેલું, ને તેની પ્રસ્તાવના તેણે પોતે લખેલી છે.

મુસોલીનીએ કહેલું: 'હું મારી ઇચ્છાશક્તિ વડે ઇતિહાસ પર મારી છાપ પાડવા માગું છું. સિંહ પોતાના પંજા વડે પાડે એવી છાપ મારે પાડવી છે. આ જંગલી ઇચ્છા મારી રગેરગમાં ભરેલી છે, ને તે મને છોડતી નથી. તે મારા આખા જીવનને ઘેરી વળેલી છે.' આ વાક્યોમાંથી તેના આખા જીવનનો — વીસમી સદીના જુલિયસ સીઝર કહેવડાવવાની તેની ઇચ્છાનો, તેમજ તેણે કરાવેલા સંહારોનો — ખુલાસો મળી રહે છે.

૨

મુસોલીનીથી નાનપણમાં પડોશના લોકો ત્રાસી ગયા હતા, એ વાતની તે બડાઈ હાંકતો. હુમલો કરવા ને લડાઈઓ વહોરવાનો તેનો સ્વભાવ હોવાથી હંમેશાં મુશ્કેલીમાં આવી પડતો. ઘણીવાર ઘેર આવે ત્યારે આંખ આગળ ચકામું થયું હોય ને નાકમાંથી લોહી નીકળતું હોય, અને કેટલીકવાર માથામાં પથરો વાગવાથી ઘા પડ્યો હોય.

તેને વાંચવાનો શોખ બહુ ભારે હતો. એકવાર પોલીસો એને જેલમાં ઘસડી જવાને આવ્યા ત્યારે તેણે કહ્યું: 'જરા ઊભા રહો. આ પ્રકરણ વાંચું છું તે પૂરું કરી લઉં, પછી તમારી જોડે આવું છું.'

જિંદગીમાં જુદે જુદે વખતે તે સોશિયાલિસ્ટ, કૉમ્યુનિસ્ટ, ઍનાર્કિસ્ટ, અને ફાસિસ્ટ થયેલો. આવી વાટે ચાલતાં દુશ્મનો — કટ્ટા દુશ્મનો — તો થાય જ. કેટલાયે માણસોએ તેનું ખૂન કરવાનો પ્રયત્ન કરેલો. (છેવટે તે ગયા યુદ્ધના છેવટના ભાગમાં કોકને હાથે મરાયો, ને તેનું શબ રસ્તા પર પડેલું મળી આવ્યું.) તેનો ધ્યાનમંત્ર હતો: 'જોખમભેર જીવો;' અને એવી રીતે જ તે જીવ્યો. તેણે તલવારની પટાબાજી ખેલવાની તાલીમ લીધી, અને તે ઘણાં દ્વન્દ્વયુદ્ધો લડ્યો. તે ટેબલ પર એક ખંજર ને બે તમંચા રાખીને કામ કરતો, અને સામાન્ય રીતે હંમેશાં ચોપડીઓ મૂકવાના ઘોડા પરની અડધી જગા બૉંબથી ભરાવી રાખતો. તેના શત્રુઓએ તેનો જીવ લેવાની ધમકી આપેલી, ને તે તૈયાર રહેતો. એકવાર પોલીસે તેની ઑફીસ પર દરોડો પાડ્યો ત્યારે તેણે બૉંબ બધા ભઠ્ઠીમાં ગોઠવી દીધા; ને બીજે અઠવાડિયે, બૉમ્બ ત્યાં હતા તે છતાં, [illegible]

મુસોલીની ૧૯૧૫ માં લશ્કરમાં સૈનિક તરીકે જોડાયો ત્યારે તે એક સમાજવાદી પત્રનો તન્ત્રી, ને તેથી પ્રસિદ્ધ માણસ, હતો. તેને ખાઈઓથી ઘણે દૂર પાછલા ભાગમાં સુરક્ષિત જગાએ મૂકવામાં આવ્યો — એટલા માટે કે તે પલટણનો ઇતિહાસ લખે. તેણે રોષથી કહ્યું: 'હું અહીં લખવા આવ્યો નથી; હું તો લડવા આવ્યો છું.' આ પછી થોડે જ વખતે તેના શરીર પર બેંતાળીસ જગાએ ઘા પડ્યા; તેના બધા ઘાની લંબાઈનો સરવાળો કર્યો હોય તો કુલ એક વાર થાય. મુસોલીનીએ એકવાર કહેલું: 'ફરજ સમજીને લડતા હોય એવા સૈનિકો મારે નથી જોઈતા. મારે તો એવા માણસો જોઈએ છે જેમને લડવાનું ગમે છે માટે લડે છે.' જુલિયસ સીઝર અને નેપોલિયન તેના આદર્શો હતા; અને તે સેનાપતિ તરીકે જે ડગલો પહેરતો તે આબેહૂબ નેપોલિયનના ડગલા જેવા જ કરાવેલો હતો.

મુસોલીની ગરીબાઈમાં ઊછરેલો. તેનો બાપ લુહારનો ધંધો કરતો. ઘરના નીચલા ભાગમાં લુહારની દુકાન ચાલે. મેડા ઉપર મા થોડાક છોકરાઓને ભણાવે. ઘરમાં ગરીબાઈ એવી કે માએ મદદ માટે સરકારને અરજી કરી. પણ સરકારે તેનો જવાબ સરખો વાળ્યો નહીં.

મુસોલીની પંદર વરસનો થયો ત્યાં સુધી તેને વાંચતાં આવડતું નહોતું. સોળ વરસનો થયો ત્યારે કોઢમાં બેસીને વિક્ટર હ્યુગોની નવલકથાઓ વાંચતો. પાસે બળદ ઘાસ વાગોળતા. અઢાર વરસની ઉંમરે તે સાધારણ મજૂરી કરીને કલાકે ત્રણ પેન્સ કમાતો, દેવતાની રાખમાં થોડા બટાટા બાફીને ખાતો, ને સૂકા ઘાસના ઢગલા પર સૂઈ રહેતો. તેને પૈસાની લાલચ કદી નહોતી. તે એક સોશિયાલિસ્ટ છાપાની ઑફીસમાં કામ કરતો હતો ત્યારે એકવાર તેની ઓએ તેને પગારનો વધારો માગવાનું કહ્યું. મુસોલીની કહે: 'હું પૈસા માટે કામ કરતો નથી. હું તો આદર્શને માટે કામ કરું છું.' ઑફીસે તેનો પગાર વધારી આપવાની તૈયારી બતાવી, ત્યારે તેણે ના પાડી. તે ભૂખ્યો થાય ને ગજવામાં પૂરતા પૈસા ન હોય ત્યારે મોટો પ્યાલો ભરીને દૂધ વેચાતું લે, પછી પોતાની સાવ સાદી ઓરડીએ જાય, વાયોલીન કાઢે, ને તે વગાડીને ભૂખનો વિચાર ભૂલી જાય. છાપાનો તન્ત્રી હતો ત્યારે ઘણીવાર આખો દિવસ ને રાતે મોડે સુધી લખ લખ કરે, ને પછી ઑફીસના ટેબલ પર સૂઈ જાય.

મિત્રો લાવે તે રોટી ને અથાણું જાય, ને દિવસોના દિવસ સુધી ઑફીસ બહાર પગ મૂકે નહીં.

તેને પળિયાં આવ્યાં હતાં. પોતાની ઉંમરનો કે પોતે દાદો થયેલો એ વાતનો ઉલ્લેખ ઇટાલિયન છાપાંમાં તે કદી આવવા દેતો નહીં. તે નસીબને માનનારો હતો. તે માનતો કે મારી ઘડી આવશે ત્યાં સુધી મને કોઈ મારી શકવાનું નથી. છતાં તેણે પોતાની આસપાસ ત્રણસો ચોકીદાર રાખેલા હતા; અને એનાં ઘર ને ઑફીસને એકેએક ખૂણેખાંચરે ગટરના નળ સુદ્ધાંમાં બોમ્બને માટે દરરોજ તપાસ કરવામાં આવતી.

તેને કોઈ મિત્ર નહોતા. તેને એકલા બેસીને ખાવાનું ગમતું. તે કોઈનો વિશ્વાસ કરતો નહીં; પોતાની પત્નીનો પણ નહીં. તેણે એકવાર કહેલું: 'મારા પિતા ફરી આ દુનિયામાં આવે, તો હું તેમનો પણ વિશ્વાસ ન રાખું.' તેણે બીજે, એક પ્રસંગે કહેલું કે '૧૯૩૪ની સાલમાં મેં ૫૦ હજાર માણસને મુલાકાતો આપી છે. એટલે અઠવાડિયે હજાર ઉપરાંત, અથવા રોજની દોઢસો, થઈ. મારા મંત્રીએ મારી પાસે એક વરસમાં લગભગ વીસ લાખ કાગળો મૂક્યા છે.'

તેને મા પર ઘણો પ્રેમ હતો, અને માના મૃત્યુથી તેને થોડાક વખત પક્ષાઘાત થઈ ગયેલો. માની એક નાની સોનાની વીંટી હતી, તે એ જમણે હાથે પહેરી રાખતો. માનું એ એક જ ઘરેણું હતું, ને એટલી એક જ ચીજ તે દીકરાને વારસામાં આપી ગઈ હતી.

# કૉર્ડેલ હલ '

એનું નામ કૉર્ડેલ હતું, પણ માબાપ એને 'કૉર્ડ' એ ટૂંકે નામે બોલાવતાં. તે પાંચ ભાઈઓમાં ત્રીજો હતો. તેનો જન્મ ૧૮૭૧ માં થયો હતો. પિતાએ એને વિષે કહેલું: 'કૉર્ડ નિશાળનો મહેતાજી થવા જેટલો સ્થિર નહોતો, મજૂર થવા જેટલો અણઘડ નહોતો, ડાક્ટર થવા જેટલો મળતાવડે નહોતો, ને પાદરી થવા જેટલો મોટા અવાજવાળો નહોતો. પણ એ પૂરેપૂરો વિચારક તો હતો જ.'

એ વિચારક હતો એટલું જ નહીં પણ સરસ મુત્સદ્દી પણ થયો. અગિયાર વરસ સુધી તે અમેરિકાનો રાજમન્ત્રી (સેક્રેટરી ઑફ સ્ટેટ અર્થાત્ પ્રધાન) હતો. તેની કથા મોટે ભાગે કાયદા ને રાજકારણથી ભરેલી છે. તે બાવીસ વરસ સુધી કૉંગ્રેસનો સભાસદ હતો, અને તેના જીવનનો બે–તૃતીયાંશ જેટલો ભાગ સરકારી હોદ્દા ભોગવવામાં ગયેલો છે. તેના મનમાં વકીલ થવાનો નિશ્ચય એટલો પાકો હતો કે તે બીજા છોકરાઓ જોડે મચ્છી પકડવા કે તરવા પણ જતો નહીં. એ લોકો આ કામ કરતા ત્યારે કૉર્ડ ઝાડના ઠૂંઠા પર બેસી ચોપડી વાંચતો. એના પિતા કહેતા: 'કૉર્ડ ચાલવા લાગ્યો ત્યારથી મોટા માણસના જેવો ઠરેલ છે.' કિશોરવયે તે પિતાને નદીમાં લાકડાનાં ભારોટિયાં તરતાં મૂકી નૅશવીલ લઈ જવામાં મદદ કરતો. નદીમાં દસ દિવસ ને રાત મુસાફરી કરવી પડતી. તેટલો વખત કૉર્ડેલ ખુલ્લામાં સૂઈ રહેતો; પછી ભલે વરસાદ કાં ન વરસતો હોય કે તડકો કાં ન પડતો હોય. એને આ કામ ગમતું. પણ ખરી વાત તો એ છે કે આ કામમાં સખત મહેનત હતી છતાં તેને એ 'કામ' જ ન લાગતું. ઊલટું તેને તો એ મનગમતી રમત લાગતી, મોજીલું સાહસ લાગતું; કેમકે નૅશવીલમાં રેલવે ટ્રેનો, હોટેલો ને સુન્દર ગાડીઓ વગેરેની મજા જોવા મળતી. એને નૅશવીલમાં સૌથી વધારે ગમતી ત્યાંની ચોપડીઓની દુકાનો. એની પાસે જેટલા પૈસા હોય તે બધા ખરચીને તે કાયદાની જૂની ચોપડીઓ વેચાતી લેતો.

પચાસ વરસના એના જાહેર જીવનમાં કૉર્ડેલે ઘણાં ભાષણ કર્યાં. પણ એણે પોતે કહેલું કે 'મારી જિંદગીમાં સૌથી અગત્યનું ભાષણ તો હું

ચૌદ વરસનો હતો ત્યારે મેં કરેલુ.' એ પ્રસંગ આ પ્રમાણે બનેલો. કૉર્ડેલને ખબર હતી કે એના પિતા પાંચમાંથી એક દીકરાને કૉલેજમાં મોકલવાના છે; પણ ક્યા દીકરાને મોકલવો તેનો પાકો નિશ્ચય હજુ તેમણે કર્યો નહોતો. કૉર્ડેલે મન સાથે નક્કી કર્યું કે એ લહાવો તો મારે જ લેવો. પિતા પર છાપ પાડવા તે વિલો ગ્રવ શાળાના ચર્ચા મંડળમાં જોડાયો. એક ચર્ચામાં તેને એમ પુરવાર કરવાનું હતું કે કોલંબસને અમેરિકા શોધી કાઢવા માટે જેટલો યશ ઘટે છે તેના કરતાં વધારે યશ વૉશિંગ્ટનને એ દેશનું રક્ષણ કરવા માટે ઘટે છે. કૉર્ડેલને ખબર હતી કે આ અગત્યના પ્રશ્ન પર તેને બોલતો સાંભળવા પિતા હાજર રહેશે, એટલું જ નહીં પણ આસપાસ માઈલો સુધીના પ્રદેશમાં રહેનારા માણસો પણ સાંભળવા આવશે. તેણે દિવસરાત મહેનત કરી, ઇતિહાસનાં પુસ્તકો ઉથલાવ્યાં, હકીકતો ભેગી કરી, એકલો એકલો ભાષણ બોલી ગયો. એ અઠવાડિયે વિલો ગ્રવ ગામમાં ગ્રામ શિક્ષક સંઘનું સંમેલન હતું. તેમાં આવેલા એકેએક શિક્ષકને મળીને તેણે પૂછ્યું કે 'વધારે યશ વૉશિંગ્ટનને ઘટે કે કોલંબસને, અને શા માટે?' કૉર્ડેલ ચર્ચામાં જીત્યો; ને તેના પિતાએ તેને ઘરથી બાર માઈલ આવેલી એક નાની નિશાળમાં ભણવા મોકલી આપ્યો.

આ નિશાળના અભ્યાસ દરમ્યાન તેણે ગામમાં ઓરડી ભાડે રાખેલી. ત્યાં તે જાતે રાંધી લેતો, વાસણ જાતે માંજતો, ને પથારી જાતે કરી લેતો. શુક્રવારની રાતે બાર માઈલ ચાલીને પિતાની વાડીએ જતો. આમ કરવાથી વિલો ગ્રવના ચર્ચા મંડળમાં તેનાથી ભાગ લઈ શકાતો. સોમવારે સવારે તે વાડીએથી ચાલી નીકળતો, ને સાથે માએ બંધાવેલું ભાતું લઈ જતો. આવી સાદી રીતે રહેવાથી તેને ખરચ ઘણું ઓછું આવતું.

નિશાળ નાની હતી, ને તેમાં બે જ શિક્ષક હતા. પણ એમાંના એકે કૉર્ડેલને ક્ષેત્રમાપન, શરીરવિજ્ઞાન, ભૂમિતિ ને ગ્રીક એ વિષયો શીખવવા ઉપરાંત, એક અગત્યનું કામ પણ કર્યું. તેણે પોતાના શિષ્યની દૃષ્ટિ ને તેની આત્મશ્રદ્ધા બંને વધારી. એ નિશાળમાં એક સૂત્ર લખીને ભીંત પર ટિંગાડેલું હતું. કદાચ તેની અસરને લીધે કૉર્ડેલને આખી જિંદગી રોજના બારથી ચૌદ કલાક કામ કરવાની ટેવ પડી હશે. એ સૂત્ર આ હતું: 'કોઈ પણ કામની કુશળતા ભારે પરિશ્રમ વિના પ્રાપ્ત થતી નથી.'

કૉર્ડેલ હલના મનમાં તે વખતે એક જ મહેચ્છા હતી; તેને રાજકારણમાં પડી તેમાં નામના મેળવવી હતી. તેને ખબર હતી કે એ ક્ષેત્રમાં તો ભાષણો કરવાં પડે. એટલે તે ભાષણ કરવાની કળા શીખ્યો, ને શુક્રવારે બપોરે નિશાળ આગળ કાવ્યો ગાઈ બતાવતો. ભાષણ કરતાં શીખવાની તેની ઇચ્છા એટલી તીવ્ર હતી કે વાડીમાં કામ કર્યા બદલ પિતાએ તેને ૭ પાઉંડ આપેલા, તે આપીને તેણે એક ગાડીઘોડો ભાડે રાખ્યાં; અને બેન્ટન મૅકમીલીન નામના કૉંગ્રેસ (ધારાસભા) ના એક સભ્યને તેમાં બેસાડી ગામેગામ ફેરવ્યો. હેતુ એ કે આ માણસનાં ભાષણોનો રોજેરોજ અભ્યાસ કરવાનો મળે. આ માણસ પાછળથી ટેનેસી સંસ્થાનનો ગવર્નર થયો. કૉર્ડેલ હલ કબૂલ કરે છે કે વિદેશ જોડેના વેપાર અને જકાત વિષેનાં મૅકમીલીનનાં ભાષણો સાંભળી મનમાં ઉનારી ઘૂંટવાથી તેની પોતાની રાજકીય કારકીર્દી પર ઘણી ઊંડી અસર પડવા પામી છે.

કૉર્ડેલ હલે કંબરલૅન્ડ વિદ્યાપીઠની કાયદાની શાળામાં ભણીને વકીલની પદવી મેળવી; અને મત આપવાનો અધિકાર મળે તેટલી પણ ઉંમર થના પહેલાં વકીલાત શરૂ કરી. તે વેળા અસીલો તો ક્યાંથી આવે? એટલે તેણે કાયદાનો અભ્યાસ વધાર્યો. જૂના વકીલો સાથે બેસી તેમના અનુભવો ને શિખામણ ધ્યાનથી સાંભળતો.

એટલી નાની ઉંમરે પણ તે જગતના રાજકારણમાં રસ લેતો થયો હતો. નૅશવીલમાં છપાતા 'વીકલી અમેરિકન' નામના સાપ્તાહિક પત્રના જે થોડાક ઘરાકો હતા તેમાં તે પણ હતો. એ છાપું પ્રસિદ્ધ થયા પછી, આગબોટ મારફતે, બેત્રણ દહાડે આવી રહેતું. ટેનેસી સંસ્થાનના એ ભાગમાં બહારની દુનિયાની ખબરો એટલી ઓછી આવતી કે કૉર્ડેલ હલ મોટેથી છાપું વાંચતો તે સાંભળવા કેટલાયે લોકો ભેગા થતા. કૉર્ડેલે રાજકારણમાં ઝંપલાવ્યું, અને ટેનેસી સંસ્થાનની ધારાસભા માટે ચૂંટાયો. તે વખતે, ધારાસભાના સભ્યને માટે જે ઉંમર જોઈએ તે ઉંમરે તે પહોંચ્યો નહોતો. પણ તેને એકવીસ વરસ પૂરાં થયાં તે પછી જ ધારાસભાની બેઠક મળવાની હતી, એટલે ઉંમરની અડચણનો સવાલ તો આપોઆપ ઊકલી ગયો.

બત્રીસ વરસની ઉંમરે તેને 'સરકીટ કોર્ટ' નો જજ બનાવવામાં આવ્યો. જજ તરીકે તેને વરસમાં અગિયાર મહિના ઘોડાગાડી લઈને

જિલ્લામાં ફરવું પડતું. ટેનેસીના લોકો એને હજુ પણ 'જજ હલ' કહે છે; અને તેની પત્ની પણ અજાણ્યા લોકો જોડે વાત કરતાં એને વિષે એ જ શબ્દો વાપરે છે. જજ તરીકે કૉર્ડેલ કડક અને નિષ્પક્ષ હતો. એકવાર એના પોતાના બાપનો, અદાલતમાં ટોપ પહેરીને બેસવા માટે, એણે એક પાઉંડ દંડ કર્યો હતો. અમેરિકાના આન્તરિક વિગ્રહ દરમ્યાન એકવાર ઉત્તર અમેરિકાના સૈનિકોએ તેના પિતાને ગોળી મારી, તેને મરેલો સમજી છોડી દીધો હતો; તેની શુશ્રૂષા કરી એક બાઈએ તેને સાજો કર્યો હતો. એ બાઈના દીકરાએ દેવળની પ્રાર્થનામાં ખલેલ પાડેલી તેને માટે તેને પોલીસે પકડ્યો હતો. માએ જજ હલ પાસે આવી વિનવણી કરી, ને કહ્યું: 'જૂરી જો મારા દીકરાને ગુનેગાર ઠરાવશે ને તમે તેનો દંડ કરશો,-તો એને જેલમાં જવું પડશે ને મારે ઘરડે ઘડપણ કામ કરવા નીકળવું પડશે.' જૂરીએ છોકરાને ગુનેગાર ઠરાવ્યો, ને જજ હલે તેનો દસ પાઉંડ દંડ કર્યો. પછી એણે પોતાના ગજવામાં હાથ નાખ્યો, ને છોકરાની માને રોકડા ૨૦ પાઉંડ આપ્યા — ૧૦ પાઉંડ દંડ ભરવા, ને ૧૦ પાઉંડ એને પોતાને માટે આટલા પૈસા તો પહાડમાં વસતું કુટુંબ એ કાળે બેત્રણ વરસમાં પણ કમાઈ શકે એમ નહોતું.

પાંત્રીસ વરસની ઉંમરે કૉર્ડેલ હલે અમેરિકાની કોન્ગ્રેસ માટેની ચૂંટણીમાં ભાગ લીધો, ને ફક્ત સત્તર મતે જીત મેળવી. ૧૯૦૬ માં તે અમેરિકાની રાજધાની વૉશિંગટનમાં આવ્યો, ત્યાં તેણે જોયું કે મારે જો રાજકારણમાં આગળ વધવું હશે તો કોઈક વિષયમાં નિષ્ણાત બનવું પડશે. એટલે, તેણે ૩૦–૩૫ વરસ સુધી કરો ને જકાતો વિષે અભ્યાસ અને ભાષણો કરવાનું ચાલુ રાખ્યું. એ જ એનુ જીવન થઈ પડ્યું. તેત્રીસ વરસ પર અમેરિકામાં આવકવેરાનો પહેલો કાયદો થયો તે એણે લખ્યો હતો. ત્રીસ વરસ પર અમેરિકામાં વારસાવેરાનો પહેલો કાયદો થયો તે પણ એણે લખ્યો હતો. જકાતોના વિષયમાં એને ઘણો જ રસ છે. તે કહે છે કે 'મને સાત વાનીના જમણ કરતાં જકાત વિષેના આંકડાવાળુ સાત પાનાંનું ચોપાનિયું વધારે ગમે.' એ વાત સાચી હોવાનો સંભવ છે, કેમકે એને લાંબાં જમણ વિષે અણગમો છે, અને એના હોદ્દાને અંગે જે જમણોમાં ગયા વિના છટકો ન થાય એ ૭૪ અંશ પર પારો પહોંચ્યો હોય એવી ટાઢમાં તેને બોય પર સૂઈ જવું પડતું. છેવટે તે અમેરિકા પાછો ફર્યો. તે વખતે તેના ગજવામાં એક પેની પણ નહોતો.

સિવાયનાં જમણોનાં નિમન્ત્રણ તે કદી સ્વીકારતો નથી. જમણમાં જાય છે ત્યારે પણ એ જરાક જ ખાય છે.

કૉર્ડેલ ૪૬ વરસનો થયો ત્યાં સુધી તેણે લગ્ન કર્યું નહોતું. પછી તે એક વિધવાને પરણ્યો. તેમને બાળકો નથી. કૉર્ડેલ હલ વરસો સુધી અમેરિકાનો પરદેશ ખાતાનો મન્ત્રી હતો. ત્યારે તે વૉશિંગટનની હોટેલ કાર્લટનમાં, સાત ઓરડાવાળા એક ભાગમાં રહેતો. બારણે કોઈ ઘંટડી વગાડે તો ઘણીવાર જાતે બારણું ઉઘાડવા આવતો. પરદેશો સાથેના વહેવારમાં કોઈ વાતમાં તેની ગફલત થતી નહીં ૧૯૪૧ ના ડિસેંબરમાં જપાનીઓએ ફીલીપાઈન ટાપુના પર્લ હાર્બર પર ઓચિંતો હલ્લો કર્યો. તે પહેલાં એક મહિનાથી કૉર્ડેલ હલે ચેતવણી આપવા માંડેલીઃ 'જપાન થોડા જ વખતમાં હલ્લો કરશે. જપાન થોડા જ વખતમાં છાપો મારશે.' પણ પર્લ હાર્બરમાં બેઠેલા લોકોએ પણ તેના કહેવા તરફ જરાયે ધ્યાન આપ્યું નહીં.

આ કૉર્ડેલ હલ નાનપણમાં ટેનેસીનાં જંગલોમાં ઉઘાડે પગે ફરતો. સત્તર વરસનો થયો ત્યાં સુધી તેણે રેલવેનું સ્ટેશન જોયું નહોતુ.

# મેયો ભાઈઓ

આજથી પચાસેક વરસ પર અમેરિકાના મિનેસોટા સસ્થાનનું એક ગામ વાવાઝોડા ને વરોળથી તારાજ ન થયુ હોત, તો વૈદકના ઇતિહાસમા એક અતિશય ચમત્કારિક શોધ ન થવા પામી હોત એ તારાજ થયેલા ગામનુ નામ રૉચેસ્ટર હતું. હવે તે મેયો ભાઈઓના રહેઠાણ તરીકે દુનિયામા નામીચુ થયેલું છે જગતમા આજે જે પ્રખ્યાત સર્જનો જીવતા છે તેમા આ બે ભાઈઓની ગણના થાય છે એમાના એક ભાઈ, ડૉ સી. એચ મેયો, અત્યારે પણ ગાડપણ મગાડવાની દવા શોધવાના કામમા રોકાયેલા છે આ દવા નબળા મનના કે ગાડા માણસના શરીરમા ઈન્જેક્શન વાટે દાખલ કરો, એટલે રુધિરનું અભિસરણ બદલાઈ જાય છે, ને ગાંડો માણસ ડાહ્યો થાય છે આ શોધથી માનવજાતિને કેવો લાભ થશે? એને વિષે અહીં કેટલીક હકીકતો આપી છે તે પરથી તમે પોતે ખ્યાલ કરી લો

આજે અમેરિકાની ઈસ્પિતાલોમા બીજા બધા રોગોના દર્દીઓની સખ્યાનો સરવાળો કરો એના કરતાયે વધારે દર્દી મનના રોગોથી પીડાય છે નિશાળમા ભણતા દર સોળ વિદ્યાર્થીદીઠ એક વિદ્યાર્થી તેના જીવનનો અમુક ભાગ ગાડાની ઈસ્પિતાલમા ગાળવાનો ગયા એક દસકામા મનના રોગોની સખ્યા લગભગ બમણી થઈ છે આ વધારો જો બીજા સો વરસ સુધી ચાલુ રહે,' તો દેશની આખી વસ્તીનો અડધો ભાગ ગાડાની ઈસ્પિતાલમા જાય, ને બાકીનો અડધો ભાગ બહાર રહીને, આ ગાંડાને પોષવા, કર ભર્યા કરે

મેયો ભાઈઓ આ અજબ દવાની શોધ પાછળ લગાતાર કામ કરી રહ્યા છે શસ્ત્રવૈદ્યો તરીકે તેમની નામના આખી દુનિયામા થયેલી છે લડન, પારીસ, બર્લીન, રોમ, લેનીનગ્રાડ અને ટોકિયોથી ડાક્ટરો તેમને ચરણે બેસી જ્ઞાન મેળવવા રૉચેસ્ટર આવે છે દર વરસે સાઠ હજાર દર્દીઓ, જાણે તીરથની જાત્રાએ જતા હોય એવી રીતે, આ ભાઈઓના દવાખાનામા આવે છે એમાના ઘણાખરા તો મોતના મોમાથી ઊગરવાનો આ છેલ્લો ઉપાય અજમાવવા આવ્યા હોય છે

મેયો ભાઈઓના પિતા ડૉ મેયો આજથી સિત્તેર વરસ પર રૉચેસ્ટર ગામમા વસ્યા હતા તે વેળા ગામની વસ્તી ફક્ત બે હજારની હતી ડાક્ટરના

પહેલાં બે દર્દી ને એક ગાય તે એક ઘોડો હતાં. રેડ ઇન્ડિયનો સામે ગોરાઓને લડાઈ થઈ ત્યારે ડૉ. મેયોએ બંદૂક લઈ રેડ ઇન્ડિયનોને ધૂળ ચાટતા કરેલા. લડાઈ પૂરી થયા પછી તે રણક્ષેત્ર પર જઈ મરેલા માણસો ને ઘાયલોની માવજત કરતા. સાધારણ વખતમાં તેમના દર્દીઓ પચાસેક માઈલના ઘેરાવામાં વિખરાયેલા હતા. તેમાંના ઘણા માટીના ઝૂંબામાં રહેતા. ડાક્ટરને આપવાની ફીના પૈસા એમની પાસે ન હોય. પણ ભલા વયોવૃદ્ધ ડાક્ટર મેયો, તેમનાં દરદ મટાડવા, કેટલીકવાર તો આખી રાત મુસાફરી કરીને તેમને ઘેર પહોંચે. કેટલીકવાર તો રસ્તે બરફ ને પવનનાં એવાં સખત તોફાન થાય કે ધોળે દહાડે એમનાથી પોતાનો હાથ સુદ્ધાં દેખી શકાય નહીં.

આ ડાક્ટરને વિલિયમ અને ચાર્લ્સ નામના બે છોકરા હતા. તે, હવે આખી દુનિયામાં મેયો ભાઈઓ તરીકે પ્રખ્યાત થયેલા છે. તેમણે પહેલાં તો ગામના એક દવાવાળાને ત્યાં કંપાઉંડરનું કામ કર્યું. તે પછી મેડીકલ કોલેજમાં ગયા. ત્યારપછી એક ભયંકર આફત આવી પડી. એ આફતની અસર વૈદકના ઇતિહાસ પર થવી નિર્માયેલી હતી. એ પ્રદેશ પર વાવાઝોડું ફરી વળ્યું. તેના રસ્તામાં જે કંઈ આવ્યું તેને તેણે તોડીફોડીને ચૂરા કરી નાખ્યું. રોચેસ્ટરને પણ તેનો સપાટો લાગ્યો. સેંકડો માણસ ઘાયલ થયાં, ને ૨૩ મરાયાં. મેયો ભાઈઓ ને તેમના પિતાએ ઘરોના ભંગારમાં દિવસો સુધી કામ કરી ઘાયલોને પાટા બાંધ્યા, ભાંગેલાં અંગો નવાં બેસાડ્યાં, ને નસ્તરો કર્યાં.

સંત ફ્રાન્સીસના સાધ્વીઓના મઠની અધિષ્ઠાત્રી ભગિની આલફ્રેડને એમના કામથી એટલો બધો સન્તોષ થયો કે મેયો બાપદીકરા જો કામ કરવાનું માથે લે તો પોતે એક ઇસ્પિતાલ બાંધી આપવાની તૈયારી બતાવી. બાપદીકરાએ હા પાડી, ને ૧૮૮૯માં મેયો ઇસ્પિતાલ ઊઘડ્યું. તે વેળા ઘરડા ડૉ. મેયોની ઉંમર સિત્તેર વરસની હતી, ને તેમના દીકરાઓએ ઇસ્પિતાલમાં કદી કામ કરેલું નહોતું. તેઓ કહેતા કે 'અમે તો સાવ કાચા છીએ.' છતાં આજે એમાંના મોટા ભાઈ, વિલિયમ મેયો, કેન્સરની બાબતમાં આખી દુનિયામાં સૌથી મોટા નિષ્ણાત ગણાય છે. બંને ભાઈ માને છે કે મારો ભાઈ મારા કરતાં મોટો માણસ છે. વાઢકાપના અતિશય ચોખ્ખા કામને માટે તેઓ મશહૂર છે. તેઓ જે ચોકસાઈ ને ઝડપથી કામ કરે

છે તે જોઈને ઘણાખરા સર્જનો દંગ થઈ જાય છે. તેઓ ઈસ્પિતાલમાં સવારે સાત વાગે આવીને રોજ ચાર કલાક ઑપરેશનોનું કામ કરે છે. વરસો થયાં તેઓ રોજનાં પદરથી ત્રીસ ઑપરેશન કરે છે. છતાં તેમણે બનેએ પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો છે, તેઓ હજુ પોતાના કામમાં સુધારો કરવાનો પ્રયત્ન કરે છે, અને કહે છે કે હજુ તો અમારે ઘણું શીખવાનું બાકી છે. આખું રોચેસ્ટર શહેર તેમના ઈસ્પિતાલને આધારે ને તેને સારુ જીવે છે. એ શહેરમાં ટ્રામો દોડાવવામાં નથી આવતી, બસો અવાજ કર્યા વિના દોડે છે, અને રસ્તાઓ પર માણસો વાતચીત પણ બહુ ધીમે સાદે કરે છે. ભિખારીઓ તેમજ બૅન્કોના પ્રમુખો, ખેડૂતો ને સિનેમાનાં નટનટીઓ સહુને ઈસ્પિતાલની દર્દીઓને રાહ જોવાની ઓરડીમાં બેસાડવામાં આવે છે, ને સહુને તેમના વારા પ્રમાણે ડાક્ટર પાસે લઈ જવામાં આવે છે. સહુની સરખી સારવાર થાય છે. ધનિકો પોતાના ગજા પ્રમાણે પૈસા આપે છે, પણ પૈસા અપાય એમ નથી એ કારણે હજુ એકે દર્દીને ના પાડવામાં આવી નથી. મેયો ભાઈઓનું ત્રીજા ભાગનું કામ ધર્માદા થાય છે. તેમણે પોતાનાં બિલ માટે કદી દાવો માંડ્યો નથી; તેઓ કોઈ પણ દર્દી પાસે લેણાની ચિઠ્ઠી લખાવી લેતા નથી; તેમજ કોઈ પણ માણસને ઈસ્પિતાલની ફી આપવા માટે પોતાનું ઘર તેમણે ગિરો મૂકવા દીધું નથી. માણસ આવે ત્યારે જે રોકડ પૈસા આપી શકે તે તેઓ લે છે ને એટલાથી સન્તોષ માને છે, અને ‘તમે કેટલા પૈસા આપી શકશો’ એવો સવાલ ઑપરેશન કરતા પહેલાં કદી પૂછતા નથી. એક માણસે પોતાની જિંદગી બચાવ્યા માટે તેમને ફી આપવા સારુ પોતાની વાડી ગિરો મૂકી. એ વાતની ડાક્ટરોને ખબર પડી ત્યારે તેમણે એ માણસનો ચેક પાછો મોકલ્યો, એટલુંજ નહીં પણ તેને માંદગીમાં જે નુકસાન થયું તેનું વળતર આપવા પોતે સામો બીજો ચેક મોકલ્યો.

એક નાના ગામના બે છોકરાઓની આ કીર્તિકથા છે. તેમણે પૈસા ભેગા કરવાની લાલચ કદી રાખી નથી. છતાં તેમને ત્યાં પૈસાનો વરસાદ વરસી રહ્યો છે. તેમને કીર્તિની પરવા નહોતી; છતાં તેઓ આજે અમેરિકાના સૌથી પ્રખ્યાત સર્જનો છે. તેમની એકમાત્ર ઇચ્છા દુઃખી માણસોની સેવા કરવાની છે. દર્દીઓને રાહ જોવાના ઓરડામાં તેમણે એક સૂત્ર

ટિંગાજુ છે, તેના પરથી તેમની આ ભારે સફળતાનો ખુલાસો મળી રહે છે એ સૂત્ર આ પ્રમાણે છે 'જગતને જેની જરૂર છે એવુ કઈક તમારી પાસે રાખો, એટલે, તમે જગલમા રહેતા હશો તોયે, જગત જગલમા કેડી પાડીને પણ તમારે બારણે પહોચી જશે '

# લીઓ ટૉલસ્ટૉય

એ ઋષિનું અવસાન ૧૯૧૦ માં થયું. એમને વિષે લોકોનાં મનમાં એટલો બધો પૂજ્યભાવ હતો કે એમના અવસાન પહેલાં વીસ વરસ સુધી એમના ઘરને તીર્થ સમજીને યાત્રીઓની અખંડ ધારા ત્યાં જતી; અને તેમના મુખનું દર્શન થાય, તેમની વાણી સહેજ સંભળાય, કે તેમના વસ્ત્રનો સ્પર્શ કરી શકાય, તો લોકો પોતાને કૃતાર્થ માનતા. કેટલાક મિત્રો આવીને તેમના ઘરમાં વરસો સુધી રહેતા; અને તેમના મોંમાંથી ઝરતો એકેએક બોલ ટપકાવી લેતા, ને તેમના જીવનની ઝીણામાં ઝીણી વીગત નોંધી લેતા. એ નોંધો પછી છપાઈ તેનાં મોટાં પુસ્તકો થયાં. આ પુરુષ ને તેમના વિચારો વિષે ૨૩,૦૦૦ પુસ્તકો — ૨૩ સો નહીં હોં; ૨૩ હજાર—અને છાપાંમાસિકોનાં ૫૬ હજાર લેખ લખાયાં છે; અને તેમનાં પોતાનાં લખાણોનાં ૧૦૦ પુસ્તકો થયાં છે. આ તો ખરેખર મહાભારત કામ કહેવાય.

એમની કેટલીક નવલકથાઓમાં જેવા રંગબેરંગી દેખાવો છે તેવા જ તેમની જીવનકથામાં પણ છે. ૪૨ ખંડવાળા મહેલમાં, ને વૈભવના વાતાવરણમાં, જૂની ઢબના ઠાઠમાઠવાળા એક રશિયન ઉમરાવ કુટુંબમાં તેમનો જન્મ થયો હતો. છતાં તે જિંદગીના છેલ્લા દિવસોમાં ઘરબાર જમીન જાગીર છોડીને નીકળી પડ્યા; અને ખેડૂતોની વસ્તીવાળા એકાંત પ્રદેશમાં આવેલા એક રેલવે સ્ટેશન પર, સ્ટેશન માસ્તરના ઘરમાં, તેમણે દેહ છોડ્યો.

જુવાનીમાં એમણે રંગરાગ ઘણા કરેલા. મૉસ્કોના દરજીઓની દુકાનોમાં કપડાં સિવડાવવા પાછળ જ તે અઢળક ખરચ કરતા. પણ ઉત્તરાવસ્થામાં તે રશિયાના ખેડૂત જેવાં જાડાં, ખડબચડાં પોતવાળાં, કપડાં પહેરતા, પોતાને પહેરવાના જોડા જાતે બનાવી લેતા, પથારી જાતે પાથરતા, પોતાના ઓરડામાંથી કચરો જાતે વાળતા, ટેબલ પર કપડું બિછાવ્યા વિના જ લાકડાની તાંસળીમાંથી લાકડાના ચમચા વડે સાવ સાદો ખોરાક ખાતા. 'જુવાનીમાં મેં મેલું, દુરાચારી જીવન ગાળેલું,' એમ એમણે પોતે કહ્યું છે. દારૂ, મારામારી વગેરે હરતરેહના ઉધમાત તે કરી ચૂકેલા. પણ આધેડ ઉંમરે તેમણે ઈસુ ખ્રિસ્તના ઉપદેશનો અક્ષરે અક્ષર અમલમાં ઉતારવાનો પ્રયત્ન આદર્યો, ને તે વખતના રશિયામાં તેમનો પ્રભાવ મોટા સંતના જેવો પડવા લાગ્યો.



લીઓ ટૉલસ્ટૉય

લગ્ન પછી શરૂઆતમાં પતિપત્ની એટલાં બધા સુખી હતાં કે તેઓ ખરેખાત ઘૂંટણિયે પડી ઈશ્વરને પ્રાર્થના કરતાં કે 'હે પ્રભુ! અમારું આ સ્વર્ગીય સુખ, અમારો આ દૈવી આનન્દ તું સદાકાળ કાયમ રાખજે.' છતાં પછીનાં વરસોમાં તેઓ બહુ જ દુ:ખી થયાં. ટૉલસ્ટૉયનો નાનપણમાં તે કૉલેજમાં નાપાસ થયેલા, ને એમના જેવા ઠોઠને કશું પણ શીખવી શકાય એવી આશા એમના શિક્ષકોને નહોતી. છતાં ત્રીસ વરસ પછી તેમણે જગતની બે મોટામાં મોટી નવલકથાઓ લખી એ બંને નવલકથાઓ જગતમાં સદાકાળ કાયમ રહેશે ને વંચાશે તેમનાં નામ છે 'વૉર ઍન્ડ પીસ' ( સંગ્રામ અને શાન્તિ ), અને 'ઍના કૅરેનીના'.

રશિયામાં ઝારોનો અમલ અતિશય જુલમ ને ખુનામરકીથી ભરેલો હતો. આજે એ બધા ઝારના કરતાં ટૉલસ્ટૉયની કીર્તિ રશિયા બહાર વધારે ફેલાયેલી છે. છતાં આ મહાન નવલકથાઓ લખવાથી તેઓ સુખી થયા હતા ખરા? હા — અમુક વખત માટે. પછી એમને એ પુસ્તકો લખ્યાને માટે શરમ આવવા લાગી. તે પછી તેમણે બાકીની જિન્દગીમાં નાનાં નાનાં અનેક ચોપાનિયાં લખ્યાં તેમાં શાન્તિનો, પ્રેમનો, અને ગરીબાઈ નાબૂદ કરવાનો, ઉપદેશ આપ્યો. આ ચોપાનિયાંની સસ્તી આવૃત્તિઓ છપાઈ, અને તે

ગાડીઓ ને રેંકડીઓમાં ઘાલીને ઘેરેઘેર વેચવામાં આવી. ચાર વરસમાં તો તેની ૧ કરોડ ૨૦ લાખ નકલો વહેંચાઈ.

થોડાં વરસ પર હું ટૉલસ્ટૉયની સૌથી નાની દીકરીને પારીસમાં મળ્યો હતો. એ દીકરી પિતાની જિંદગીનાં છેલ્લાં વરસોમાં પિતાના મન્ત્રીનું કામ કરતી, ને પિતાના અંત સમયે પણ તેમની પાસે હતી. હવે તે એક વાડીમાં રહે છે, અને ટૉલસ્ટૉય વિષેની આ હકીકતોમાંની ઘણી મેં તેને મોઢેથી સાંભળી છે. ત્યારપછી તેણે પિતાને વિષે એક ચોપડી લખી છે, તેનું નામ છે 'ધી ટ્રૅજડી ઑફ ટૉલસ્ટૉય' (ટૉલસ્ટૉયની કરુણ કહાણી).

ટૉલસ્ટૉયનું જીવન ખરેખર દુઃખ ને કરુણતાથી ભરેલું હતું. એનું કારણ તેમનાં પત્ની હતાં. તે આમ તો બહુ હેતાળ હતાં. તેમને મોજશોખ ગમતાં, પણ ટૉલસ્ટૉયને મોજશોખ વિષે તિરસ્કાર હતો. એમનાં પત્નીને પ્રસિદ્ધિ ને સમાજની વાહવા મેળવવાની ઘણી ઝંખના હતી, પણ એમને પોતાને આ ક્ષુલ્લક વસ્તુઓની જરાયે પરવા નહોતી. એમનાં પત્ની ધનદોલત મેળવવાની તૃષ્ણા રાખતાં હતાં, પણ એ પોતે માનતા કે સંપત્તિ ને ખાનગી મિલકત મેળવવાં એ પાપ છે. એમનાં પત્ની બળજબરી વાપરીને રાજ્ય કરવામાં માનતાં, પણ એ પોતે પ્રેમથી રાજ્ય કરવામાં માનતા. જાણે આટલું અધૂરું હોય તેમ, પત્નીના મનમાં ભયંકર ઈર્ષા ભરેલી હતી. ટૉલસ્ટૉયના મિત્રો વિષે એમનાં પત્નીના મનમાં નર્યો તિરસ્કાર હતો. એમણે પોતાની દીકરીને પણ ઘરમાંથી કાઢી મૂકી, ને પછી ટૉલસ્ટૉયના ઓરડામાં ઘૂસી જઈ હવાઈ બંદૂક વડે દીકરીની છબિ પર ગોળી છોડી.

વરસો સુધી એમણે પતિ જોડે કકાસ ને કંજિયા કર્યા. પતિ સામે ચીસો પાડે, તેમને ગાળો દે, ને — ટૉલસ્ટૉયના કહેવા પ્રમાણે — ઘરને નરક સમાન બનાવી મૂકે. કારણ એટલું જ કે ટૉલસ્ટૉય પોતે રૉયલ્ટી લીધા વિના પોતાનાં પુસ્તકો રશિયાની પ્રજામાંથી જેને છાપવાં હોય તેને છાપવાની છૂટ આપવા માગતા હતા. પતિ સામેથી કંઈક કહે એટલે પત્ની રાડારાડ કરી મૂકે, હોઠે અફીણની શીશી અડાડીને ભોંય પર આળોટે, અને ઝેર પીને કે કૂવામાં પડીને મરી જવાની ધમકી આપે.

આ દંપતીએ લગભગ અડધો સૈકો વિવાહિત જીવન ગાળ્યું. કેટલીકવાર પત્ની પતિની આગળ ઘૂંટણિએ પડે; અને પતિએ અડતાળીસ વરસ પર પોતાની રોજનીશીમાં પત્નીને વિષે પ્રેમથી ભરેલી જે સુંદર, હૃદયસ્પર્શી કંડિકાઓ લખેલી તે વાંચવા પતિને વીનવે. એ કંડિકાઓ લખેલી ત્યારે બે જણ અતિશય પ્રેમઘેલાં હતાં. એ વહી ગયેલા, ને કદી પાછા ન આવનારા, દિવસો વિષે પતિ વાંચે ત્યારે બંને જણની આંખમાંથી આંસુની ધારાઓ ચાલે.

છેવટે ટૉલ્સ્ટૉયની ઉંમર ૮૨ વરસની થઈ ત્યારે એમને ઘરનો આ કાયમનો કંકાસ અસહ્ય થઈ પડ્યો; અને તેઓ ૧૯૧૦ ના અક્ટોબરની ૨૧મી તારીખની રાતે ઘર છોડીને ચાલ્યા ગયા — રાત અંધારી હતી, ઠંડી સખ્ત હતી, ને પોતે ક્યાં જાય છે એની એમને ખબર નહોતી. અગિયાર દિવસ પછી સ્ટેશન પર માસ્તરના ઘરમાં, ન્યુમોનિયાથી, તેમનું મરણ નીપજ્યું. 'પ્રભુ બધી ગોઠવણ કરશે,' એમ કહેતાં કહેતાં તેમણે દેહ છોડ્યો. એમના છેલ્લા શબ્દો હતા: 'ખોળવું — હંમેશાં ખોળવું.'

**અનુવાદકની નોંધ** — ટૉલ્સ્ટૉયની જે વિશાળ જાગીર યાસનાયા પોલિયાના ગામમાં હતી તેને વિષે મૉરીસ હિંડસે લખ્યું છે: 'ટૉલ્સ્ટૉયની જાગીર અત્યારે રાષ્ટ્રીય સંગ્રહાલય છે. તેના પર ઍકેડેમી ઑફ્ સાયન્સીસ (વિજ્ઞાન વિદ્યા વિભાગ) નો અંકુશ છે; અને ટૉલ્સ્ટૉયનાં પૌત્રી સોફ્યિા ટૉલ્સ્ટૉયાને ત્યાં રહી સંગ્રહાલયની દેખરેખ માટે સરકાર તરફથી નીમેલાં છે. જાગીરનું ક્ષેત્રફળ ૮૬૬ એકર છે. તેમાંથી ૭૫૦ એકર જેટલો ભાગ જંગલનો છે; અને બાકીના ભાગમાં ફળઝાડ, ઝીણા ઘાસવાળાં મેદાનો, બગીચા ને ખેતરો છે. જમીન સંગ્રહાલય માટે કાયમની ભેટ અપાયેલી છે; અને ટૉલ્સ્ટૉય ત્યાં રહેતા ત્યારે દરેક ચીજ જે જગાએ જે હાલતમાં રહેતી તે જ જગાએ ને તે જ હાલતમાં તેને — અર્થાત્ મકાન, ઝાડ, ખુરસી, ટેબલ ને ચોપડીઓના ઘોડા તમામને — કાયમ રાખવાની સરકારની યોજના છે.' — 'મધર રશિયા', પૃ. ૩૦૧.

# હેલન કેલર

અમેરિકન લેખક માર્ક ટ્વેઈને એકવાર કહેલું: 'ઓગણીસમી સદીનાં બે સૌથી રસિક પાત્રો તે નેપોલિયન અને હેલન કેલર છે.' માર્ક ટ્વેઈને આ વચન કહ્યું ત્યારે હેલન કેલરની ઉંમર ફક્ત પંદર વરસની હતી. આજે તે હજુ વીસમી સદીનાં સૌથી રસિક પાત્રોમાંની એક છે.

હેલન કેલર સાવ અંધ છે; છતાં આંખોવાળા ઘણાખરા લોકો કરતાં તેણે વધારે ચોપડીઓ વાંચી છે. સાધારણ માણસ કરતાં તો તેણે ઘણું કરીને સોગણી ચોપડીઓ વાંચી હશે. સાત ચોપડીઓ તો તેણે પોતે લખી છે. એણે પોતાના જીવનનું ફિલમી નાટક બનાવ્યું, ને તેમાં જાતે ભાગ ભજવ્યો. તે સાવ બહેરી છે, છતાં કાનવાળા ઘણા લોકો કરતાં તે સંગીતનો આસ્વાદ વધારે લઈ શકે છે.

તેની જિંદગીનાં નવ વરસ સુધી તેની જીભ સાવ અટકી ગઈ હતી; છતાં તેણે અમેરિકાના એકેએક સંસ્થાનમાં ભાષણો આપ્યાં છે; ચાર વરસ સુધી મનોરંજનના કાર્યક્રમોમાં તેના નામનાં મથાળાંવાળી જાહેરાતો થઈ છે; અને તેણે આખા યુરોપમાં મુસાફરી કરી છે.

હેલન કેલર જન્મી ત્યારે તો તેનાં બધાં અંગો સાવ સાબૂતમાં હતાં. જિંદગીનું પહેલું દોઢ વરસ તો તે બીજાં બાળકોની પેઠે જોઈ ને સાંભળી શકતી હતી, ને તેણે બોલવા પણ માંડ્યું હતું. પછી એકાએક તેના પર મોટી આફત આવી પડી. તે સખત માંદગીમાં પટકાઈ; અને તેને પરિણામે, ઓગણીસ મહિનાની ઉંમરે, તે બહેરી મૂંગી ને આંધળી થઈ ગઈ; ને તેની આખી જિંદગી દુઃખમય બની ગઈ.

તે જંગલના વનચર પ્રાણીની પેઠે મોટી થવા લાગી. એને જે ચીજ પર અણગમો ઊપજે તે ચીજ અફાળે ને તેના ચૂરેચૂરા કરી નાખે. જમવા બેમે ત્યારે બે હાથે મોઢામાં ભુક્કા ભરે; અને કોઈ ટોકે કે ઠપકો આપે તો ભોંય પર પટકાય, લાતો મારે, હાથના ધમપછાડા કરે, ને ચીસો પાડવાનો પ્રયત્ન કરે.

માતપિતાએ સાવ નિરાશ થઈ તેને બોસ્ટન શહેરના પરકીન અંધ વિદ્યાલયમાં મોકલી, ને તેને માટે સસ્થામાંથી શિક્ષિકાની માગણી કરી. એ રીતે હેલનના દુ:ખી જીવનમાં પ્રકાશના દેવદૂતની પેઠે એન મેન્સફીલ્ડ સલીવને પ્રવેશ કર્યો એન સલીવનની ઉંમર તે વેળાએ વીસ જ વરસની હતી. તેણે આ બહેરી મૂગી ને આંધળી છોકરીને કેળવવાનુ, અશક્ય દેખાતુ, કામ હાથમા લીધુ. તેની પોતાની જિંદગી અતિશય કંગાલિયતમાં પસાર થઈ હતી.

એન દસ વરસની હતી તે વખતે તેને તેના નાના ભાઈ જોડે માસચુસેટ્સ સસ્થાનના ક્ષુક્સબરી ગામના મજૂરગૃહમાં મોકલવામા આવી હતી. એ જગાએ માણમોની ભીડ એટલી બધી હતી કે જે ઓરડીમા મડદાં દાટવા જાય ત્યાં સુધી રાખી મૂકવામાં આવતાં ત્યાં આ બે બાળકોને મૂકી જવું પડતું નાનો ભાઈ માંદો હતો, ને છ મહિના પછી મરી ગયો. એનની પોતાની ઉંમર ચૌદ વરસની થઈ ત્યારે તે લગભગ આંધળી થઈ ગઈ, અને તેને આંગળીઓથી વાંચતાં શીખવા માટે બોસ્ટનના પરકીન અંધ વિદ્યાલયમાં મોકલવામાં આવી. પણ એની આંખો સાવ ગઈ નહીં. તે વેળા તો ન ગઈ. આંખો સુધરી. માત્ર પચાસ વરસ પછી, તેના મરણ પહેલાં થોડા જ વખત પર, તેની આંખો પર અંધારાં ફરી વળ્યાં.

એન સલીવને હેલન કેલરના જીવનમાં જે ચમત્કાર કર્યો તેનું વર્ણન અહીં ટૂકમાં થઈ શકે એમ નથી તેમજ જે છોકરી છેક અંધારામાં વસતી હતી ને સાવ મૂગી હતી તેની જોડે, એક મહિના જેટલા ટૂકા વખતમા, એન વાતચીત કરતી કેવી રીતે થઈ એ પણ અહીં વિસ્તારથી સમજાવી શકાય એમ નથી. એ વાત હેલન કેલરે તેની આત્મકથામા કહી છે, તે કદી ભુલાય એવી નથી. માણસની વાચા જેવી કોઈ ચીજ હોય છે એમ આ બહેરી, મૂગી ને આધળી છોકરીને પહેલવહેલી ખબર પડી ત્યારે તેને પાર વિનાનો આનન્દ થયો. તે લખે છે: 'એ દિવસે મારા જીવનમાં અવનવો બનાવ બન્યો. તે દિવસે સાંજે હું મારી પથારીમાં પડી પડી, દિવસે અનુભવેલા આનન્દનુ ફરી સ્મરણ કરવા લાગી, ત્યારે મારા મનમાં જે હર્ષ થયો તેથી વધારે હર્ષ ભાગ્યેજ કોઈ બાળકને થયો હશે. નવો દિવસ ક્યારે ઊગે. એની ઝખના મારી જિંદગીમાં પહેલવહેલી થઈ'

હેલન કેલર વીસ વરસની થઈ ત્યારે તેનું શિક્ષણ એટલું આગળ વધ્યું હતું કે તે રેડક્લીફ કોલેજમાં દાખલ થઈ. તેની શિક્ષિકા તેની જોડે ગઈ. ત્યારસુધીમાં તેને કોલેજના બીજા કોઈ વિદ્યાર્થીના જેટલુ લેખનવાચનનું જ્ઞાન મળી ચૂક્યું હતું, એટલુ જ નહીં પણ તેની ગયેલી વાચા પણ પાછી આવી હતી. તેને બોલતાં આવડ્યું ત્યારે તે પહેલવહેલું વાક્ય આ બોલી: 'હું હવે મૂગી નથી.' આ ચમત્કારથી તેને રોમાંચ આવ્યાં; તેના હર્ષનો પાર રહ્યો નહીં. તે ફરીફરીને કહેવા લાગી: 'હું હવે મૂગી નથી.'

આજે તે સામાન્ય માણસના જેવું જ અંગ્રેજી બોલે છે. કોઈ પરદેશી માણસ બોલતું હોય એવો સહેજ લહેકો એમાં આવી જાય છે એટલું જ. ઉપસાવેલાં ટપકાંવાળા અક્ષરોની બનેલી બ્રેઈલ લિપિ, જે આંધળાં માણસો માટે ખાસ યોજવામાં આવી છે, તે લિપિનું ટાઇપરાઇટર પણ કાઢવામાં આવ્યું છે. તેવા ટાઈપરાઈટર ઉપર હેલન એનાં પુસ્તકો, તથા માસિકો માટેના લેખો લખે છે; અને હાંસિયામાં કંઈ સુધારા કરવા હોય તો માથાના વાળની પીન કાગળમાં ભોંકીને અક્ષરો સૂચવવા કાણાં પાડે છે.

ન્યૂ યૉર્ક શહેરમાં ફૉરેસ્ટ હિલ્સ નામના લત્તામાં તે રહે છે. એના ઘરની હારમાં જ જરા આઘે મારું ઘર છે. હું મારા કૂતરાને જોડે લઈ ફરવા નીકળું છું ત્યારે હું કેટલીકવાર એને એના બગીચામાં લટાર મારતી જોઉં છું. જોડે એનો કૂતરો હોય છે.

મેં જોયું છે કે તે ચાલતાં ચાલતાં ઘણીવાર પોતાની જોડે જ વાતો કરે છે. પણ તમારી ને મારી પેઠે તે હોઠ ફફડાવતી નથી — એ તો આંગળીઓ હલાવે છે, અને સંકેતચિહ્નો વડે પોતાની જોડે જ વાતો કરે છે. એના મન્ત્રીએ મને કહ્યું કે હેલનને દિશાઓનો ખ્યાલ તમારા ને મારા કરતાં વધારે નથી. તે ઘણીવાર પોતાના ઘરમાં ભૂલી પડે છે; અને ઘરનું ફરનીચર જો ખસેડ્યું હોય તો તે સાવ મૂંઝાઈ જાય છે. ઘણા લોકોને એમ લાગે છે કે તે આંધળી છે એટલા માટે એને કંઈક અકળ રીતે કેટલીક વાતોની સૂઝ પડતી હોવી જોઈએ. પણ વૈજ્ઞાનિક પ્રયોગો પરથી એમ પુરવાર થયું છે કે એની સ્પર્શ, રસ ને ઘ્રાણ ઈન્દ્રિયો લગભગ તમારા જેવી જ છે.

પણ એની સ્પર્શેન્દ્રિય એટલી તીવ્ર છે કે તે મિત્રોના હોઠ પર હળવેથી આંગળી લગાડીને, તેઓ શું કહે છે તે સમજી શકે છે; તેમજ તે પિયાનોના લાકડા પર કે વાયોલીન પર હાથ મૂકીને એ વાદ્ય પર ચાલતા સંગીતનો લાભ લઈ શકે છે; રેડિયોને હાથ અડાડી રાખીને, તેના પર થતા કંપ ઉપરથી, રેડિયો પણ સાંભળી શકે છે. ગાનારના ગળા પર સહેજ આંગળી અડાડી રાખીને તે ગાયનનો આસ્વાદ લઈ શકે છે, પણ તે પોતે ગાઈ શકતી નથી કે આલાપ લઈ શકતી નથી.

હેલન કેલર તમારી જોડે હાથ મિલાવે, અને પછી ભલેને પાંચ વરસે મળે ને ફરી હાથ મિલાવે, તો તમારા હાથના સ્પર્શ પરથી જ તેને ખબર પડી જાય કે તમે કોણ છો — તેમજ તમે ગુસ્સે થયેલા છો કે મોજમાં છો, ને નિરાશ છો કે આનન્દમાં છો.

તે હલેસાં મારીને હોડી ચલાવે છે, તરે છે, અને ઘોડેસવાર થઇ જંગલમાં ફરવાનું તેને ગમે છે. તે ડ્રાફ્ટ અને શેતરંજ રમે છે; માત્ર એને માટેનાં પ્યાદાં ખાસ બનાવટનાં હોય છે. ઉપસાવેલાં અક્ષર અને ચિત્રોવાળાં ગંજીફાનાં પાનાં પણ તે રમે છે; અને વરસાદ હોય ત્યારે તે ઘણીવાર ગૂંથવામાં વખત ગાળે છે.

આપણે ઘણાખરા માનીએ છીએ કે આંધળા થઈ જવું એ જગતમાં મોટામાં મોટી આફત છે. જ્યાં હેલન કેલર કહે છે કે 'હું આંધળી છું એ વાતનું જેટલું દુઃખ મને નથી તેટલું દુઃખ હું બહેરી છું એ વાતનું છે.' જે અંધકાર અને નીરવતા તેને જગતથી વિખૂટી પાડે છે તેમાં એને સૌથી વધારે ખોટ એ વાતની લાગે છે કે તે માણસનો હેતભર્યો અવાજ સાંભળી શકતી નથી.

# કૅપ્ટન સ્કૉટ

કૅપ્ટન રૉબર્ટ ફ્રૉકન સ્કૉટની સાહસકથા કરતા વધારે વીરરસભરી, વધારે પ્રેરણા આપનારી, કે વધારે કરુણ એકે કહાણી મારી જાણમા નથી દક્ષિણ ધ્રુવ પહોચનાર એ બીજા માણસ હતા સ્કૉટ અને તેમના બે સાથીઓ બરફ પર કેવી રીતે મૃત્યુ પામ્યા તેની કથામા હજુ પણ માણસોના હૈયા હલાવવાનુ સામર્થ્ય રહેલુ છે

સ્કૉટના મૃત્યુની ખબર ૧૯૧૩ના ફેબ્રુઆરીમા એક દિવસ બપોરે ઇંગ્લડમા પહોચી રીજન્ટ પાર્કમા ફૂલો ખીલી રહ્યા હતા ટ્રફાલ્ગરમા નેલ્સનના મૃત્યુ પછી દેશને કદી થયો નહોતો એવો આઘાત આ વાત સાભળીને પહોચ્યો

તે પછી વીસ વરસે ઇંગ્લડે સ્કૉટનુ એક અતિમ સ્મારક ઊભુ કર્યું — ઉત્તર તથા દક્ષિણ ધ્રુવને લગતા એક સગ્રહાલયની સ્થાપના કરી જગતમા ઉત્તર દક્ષિણ ધ્રુવને લગતુ એ પ્રથમ સગ્રહાલય હતુ એના ઉદ્ઘાટન પ્રસગે, આખી દુનિયામાથી ધ્રુવપ્રદેશની શોધખોળ કરનારા માણસો ભેગા થયા હતા સગ્રહાલયના મકાનના આગના ભાગમા રૉબર્ટ સ્કૉટનુ એક લૅટીન સૂત્ર લખવામા આ વ્યુ છે તેનો અર્થ છે 'તેણે ધ્રુવના રહસ્યો માટે ખોળ કરી તેને ઈશ્વરના રહસ્યો જડ્યા '

સ્કૉટે દક્ષિણ ધ્રુવ જવા માટે 'ટેરા નોવા' નામના વહાણમા મુસાફરી શરૂ કરી એ વહાણે દક્ષિણ ધ્રુવપ્રદેશના હિમાળા પાણીમા પ્રવેશ કર્યો ત્યારથી દુર્ભાગ્યે કપ્ટન સ્કૉટનો પીછો પકડ્યો પ્રચડ મોજા વહાણને અથડાવા લાગ્યા વહાણના તુતક પરથી માન પાણીમા ઘસડાઈ ગયો દરિયાનુ ટનબધ પાણી ઘુઘવાટ કરતુ વહાણના તળિયા સુધી પહોચી ગયુ ઍંજિનના દેવતા પર પાણી ફરી વળ્યુ પાણી બહાર કાઢી નાખવાના પપ, પાણી ભરાવાથી, કામ કરતા અટકી ગયા દિવસો સુધી એ બહાદુર વહાણ દરિયાના પછાટ ખાતા મોજામા લાચાર બનીને અથડાયુ

પણ આ તો સ્કૉટના દુર્ભાગ્યની હજુ શરૂઆત જ હતી



કૅપ્ટન સ્કૉટ

સ્કૉટ પોતાની સાથે નાનાં ખડતલ ટટ્ટુ આણ્યાં હતાં. સાઇબિરિયાનાં, બરફથી છવાયેલાં, મેદાનો પર એ ટટ્ટુને ઠંડી સહેવાની તાલીમ અપાઈ હતી. પણ ધ્રુવપ્રદેશની ઠંડીમાં તેમને વેદના થવા લાગી. ભૂકી જેવા બરફમાં તે લાચાર બનીને તરફડિયાં મારવા લાગ્યાં. બરફમાં પડેલા ઊંડા ભુવામાં તેમના પગ ભરાઈ જવાથી પગ ભાંગી ગયા, ને તેથી તેમને ગોળીથી ઠાર કરવાં પડ્યાં. કૂતરા પણ મજબૂત ને કસાયેલા હતા. પણ તે ગાંડા થઈ ગયા, ને આંખ મીંચીને બરફનાં ઊંડાં કોતરોમાં ભુસકા મારીને પડ્યા.

સ્કૉટ અને તેમના ચાર સાથીઓએ દક્ષિણ ધ્રુવ પહોંચવા માટેની છેલ્લી મુસાફરી સાવ એકલા કરી. પૈડાંની જગાએ પાટિયાંવાળી જે ખાસ ગાડી બરફમાં ચલાવવા માટે આવે છે તે, હજાર રતલ વજનની, ગાડી કોઈ જાનવરને બદલે આ માણસોએ જાતે ખેંચી. બરફના ખડબચડા મેદાન ઉપર તેમણે દિવસો સુધી ગાડી ખેંચ ખેંચ કરી. દરેક માણસ વારાફરતી ખેંચે, તેમ કરતાં તેનો શ્વાસ ભરાઈ જાય, ને તેને અટકી જવું પડે. એ પ્રદેશ દરિયાની સપાટીથી નવ હજાર ફીટ ઊંચે હોવાથી ત્યાંની હવા બહુ પાતળી ને ઠંડી હતી.

છતાં આ માણસોએ ફરિયાદ ન કરી. જગતમાં માણસે આવા કઠણ પ્રવાસ બહુ ઓછા આદર્યા હશે. પણ એ પ્રવાસને અન્તે ગૂઢ નિગૂઢ એવો દક્ષિણ ધ્રુવ પડ્યો હતો. સૃષ્ટિનો આરંભ થયો ત્યારથી કોઈ માણસે એના પર પગ મૂક્યો નહોતો. એ દક્ષિણ ધ્રુવ પર પ્રાણી — રતુંબડું પંખી પણ — રહેતું નથી.

ચૌદમે દિવસે આ પ્રવાસીઓ દક્ષિણ ધ્રુવ પહોંચ્યા. પણ ત્યાં તેમણે જે જોયું તેનાથી તેમને આશ્ચર્ય, ગભરાટ, ને અતિશય નિરાશા થયાં હશે. તેમની પહેલાં કોક આવીને એ જગાએ વાવટો રોપી ગયું હતું; ને એક લાકડીને છેડે ચીંદરડા જેવો થઈ ગયેલો એક કાપડનો કકડો છરીની ધાર જેવા ઠંડા પવનમાં વિજયથી ફરકી રહ્યો હતો. નૉર્વેનો શોધક ઍમંડસન તેમના પહેલાં ત્યાં આવી ગયો હતો! તેમણે જોયું કે વરસો સુધી તૈયારી કર્યા પછી, ને મહિનાઓ સુધી વેદના ભોગવ્યા પછી, તેઓ જીત મેળવવામાં પાંચ જ અઠવાડિયાં મોડા પડ્યા હતા. નિરાશાથી તેમનાં હૃદયના ચૂરા થઈ ગયા, ને તેઓ ઘેર પાછા જવા નીકળ્યા.

પાછાં આવતાં તેમને પાર વિનાનાં કષ્ટો વેઠવાં પડ્યાં. સખત પવને, તેમનાં શરીર પર બરફના પાતળા થર પાથરી દીધા, ને તેમની દાઢીઓ સુદ્ધાં થીજવી નાખી. તેઓ ઠોકરો ખાઈને અનેકવાર પડી ગયા, અને તેમને જેટલી ઈજા થતી ગઈ તેટલા તેઓ મોતની નજીક આવતા ગયા. સૌથી પહેલાં એમાંનો એવન્સ નામના માણસ, જે આ સંઘમાં સૌથી મજબૂત હતો, તે લપસીને નીચે પડ્યો, તેની ખોપરી બરફ પર અથડાઈને ભાંગી ગઈ, ને તે મરી ગયો.

પછી કૅપ્ટન ઓટ્સ માંદો પડ્યો. તેના પગ હિમથી જૂદા પડી ગયા. તેને ચાલતાં પણ ઘણી મુશ્કેલી પડવા લાગી. તેણે જોયું કે મારે લીધે મારા સાથીઓને પણ ધીરે ચાલવું પડે છે. એટલે એક રાતે એણે પરગજુપણાનું કામ કર્યું. બરફના સુસવાટા મારતા તોફાન ને વાવાઝોડામાં તે ચાલતો જઈ મૃત્યુને ભેટ્યો — એટલા માટે કે બીજાઓ જીવતા રહી શકે. કશી બડાઈ હાંક્યા વિના, કશું નાટક કર્યા વિના, તેણે શાંતિથી કહ્યું: 'હું બહાર જાઉં છું. થોડો વખત બહાર જઈ આવું.' એ તો સદાને માટે ગયો. તેનું થીજી ગયેલું શરીર કદી હાથ લાગ્યું નહીં. પણ તે જે જગાએ અલોપ થઈ ગયો ત્યાં આજે એક સ્મારક ઊભું છે, તેના પર લખેલું છે: 'આટલામાં એક અતિશય શૂરા સજ્જન મૃત્યુ પામ્યા હતા.'

સ્કૉટ અને તેમના બે સાથી અડબડિયાં ખાતા આગળ ચાલ્યા. હવે તેઓ માણસ જેવા દેખાતા નહોતા. એમનાં નાક, આંગળાં ને પગ ટાઢથી જૂદાં પડી ગયાં હતાં. ૧૯૧૨ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખે, દક્ષિણ ધ્રુવથી નીકળ્યા પછી પચાસ દિવસે, તેમણે છેવટનો પડાવ નાખ્યો. તેમની દરેકની પાસે ચાના બબ્બે પ્યાલા થાય એટલું બળતણ બાકી રહ્યું હતું, અને બે દિવસ ચાલે એટલો ખોરાક રહ્યો હતો. તેમને થયું આપણે ઊગરી ગયા — ત્યાંથી અગિયાર જ માઈલ પર બરફમાં તેમણે દાટી રાખેલો સામાનનો સંઘરો હતો. તેમણે વિચાર કર્યો કે દમ બાંધીને એક દહાડો ચાલીશું એટલે એ જગાએ પહોંચાશે.

ત્યાં તો એકાએક એમના પર આફત ફરી વળી. એ પ્રદેશ તો પૃથ્વીની કોર જેવો છે. ત્યાં ઘોર ગર્જનાઓ કરતું બરફનું તોફાન ચડી આવ્યું. પવનના ઝપાટા એવા ભયાનક, ને છરીની ધાર જેવા હતા કે તેનાથી બરફમાં

પણ તડો પડી ગઈ કોઈ પ્રાણી એની સામે ઊભુ રહે ને છતા જીવતુ રહી શકે એમ નહોતું. વાવાઝોડુ ઘુઘવાટ ને ગર્જનાઓ કરતુ અગિયાર દિવસ ચાલ્યુ- ત્યાં સુધી સ્કૉટ અને તેમના સાથીઓને તબૂમાં ભરાઈ રહેવું પડ્યુ તેમનો સરંજામ ખલાસ થઈ ગયો. તેમણે જાણ્યુ કે આખર વેળા આવી પહોંચી

એમાથી નીકળવાનો એક ઉપાય હતો — સહેલો ઉપાય હતો. તેમની પાસે અફીણ હતું આવી ભીડને માટે જ તેઓ પુષ્કળ અફીણ જોડે લાવ્યા હતા એનો એક મોટો ડોઝ લઈને સૂતા એટલે સુદર સ્વપ્નોવાળી નિદ્રા આવી જાય, ને તેમાથી કદી જાગવાનું જ નહી.

પણ એમણે અફીણ તરફ નજર જ નાખી નહીં એમનામા અગ્રેજોનુ ખરાતન હતુ, ખેલદિલી હતી. એટલે એમણે તો મૃત્યુને સામે મોઢે ભેટવાનો જ નિશ્ચય કર્યો.

જીવનની છેલ્લી ઘડીએ સ્કૉટે સર જેમ્સ બારીને કાગળ લખ્યો, તેમાં પોતાના અન્તકાળનું વર્ણન આપ્યુ ખોરાક ખલાસ થઈ ગયો હતો મોતે એમને પોતાના જડબામાં લગભગ ઝડપી લીધા હતા. છતાં સ્કૉટ લખે છે: ‘અમે મોટે અવાજે આનન્દમાં ગીતો ગાઈને અમારા તબૂને ગજવી મૂકીએ છીએ એ ગીતો ગાતા અમને તમે સાંભળી શકો તો તમે જરૂર રાજી થાઓ.’

આઠ મહિના પછી, એક દિવસ દક્ષિણ ધ્રુવનો સૂરજ ચળકતા બરફ પર શાન્તિથી પ્રકાશી રહ્યો હતો એવે વખતે, તેમનાં થીજી ગયેલાં શરીર તેમને શોધવા નીકળેલી એક ટુકડીને મળી આવ્યા.

તેઓ જે જગાએ મરી ગયા હતા ત્યા જ તેમને દાટવામાં આવ્યા. બરફમાં ચાલવા માટે પગને તળિયે બાધવામાં આવે છે એવાં બે પાટિયાં જોડીને તેનો ક્રોસ ઊભો કરવામા આવ્યો, ને તેની નીચે તેમનાં શબને દફનાવવામાં આવ્યાં; અને તેમની આ મામૂલી કબર ઉપર ટેનીસનનાં આ મતલબનાં સુન્દર વચનો લખવામાં આવ્યાં.

‘આ વીર હૃદયોની એકસરખી વૃત્તિને સમય અને નસીબે નબળી બનાવી દીધી, પણ તેમનો સંકલ્પ તો બળવાન જ રહ્યો, ઝૂઝવાનો, ખોળવાનો, ને શોધી કાઢવાનો એમનો નિર્ધાર કાયમ રહ્યો; નમીને શરણે જવાનો વિચાર એમને આખર સુધી આવ્યો નહીં.’

# થીઓડોર રૂઝવેલ્ટ

૧૯૧૯ ના જાન્યુઆરીમાં બનેલો એક બનાવ હું કદી ભૂલી શકું એમ નથી. હું તે વખતે લશ્કરમાં હતો. અમારી પલટણ લોન્ગ ટાપુમાં આવેલા અપ્ટન ગામમાં પડેલી હતી. એક દિવસ બપોરે સૈનિકોની એક ટુકડી કૂચ કરતી એક ટેકરી પર ગઈ, અને ત્યાં બંદૂકો ઊંચી કરી તેણે સલામીના બાર કર્યા. રૂઝવેલ્ટનું અવસાન થયું હતું! થીઓડોર રૂઝવેલ્ટ અમેરિકાના પ્રમુખ હતા. એમના જેવા દબદબા ને દમામવાળો પ્રમુખ બીજો કોઈ થયો નથી. અમેરિકન પ્રજાને તેમણે એક લાકડીએ હાંકી હતી. પ્રમાણમાં એ નાની ઉંમરે મરી ગયા કહેવાય.

ટેડી રૂઝવેલ્ટની લગભગ બધી જ વાતો અસાધારણ હતી. દાખલા તરીકે, એમની આંખો એવી નબળી હતી કે એમનો સારામાં સારો મિત્ર દસ ફૂટ દૂર ઊભો હોય તેને પણ એ ચશમાં ચઢાવ્યા વિના ઓળખી ન શકતા. છતાં બંદૂકની ગોળી છોડવામાં તે અચૂક નિશાનબાજ હતા, અને આફ્રિકામાં તેમણે હુમલો કરતા સિંહોને રોળી નાખેલા. વાઘસિંહના શિકાર કરવામાં એમની બરોબરી કરે એવા માણસો બહુ થોડા થયા હશે; છતાં તે કદી માછલી પકડવા ગયેલા નહીં, ને પંખીનો શિકાર તો એમણે કદી કર્યો નહોતો.

નાનપણમાં તે ફીકા ને માંદલા હતા, અને દમથી પીડાતા. એટલે તે તબિયતને ખાતર પશ્ચિમના પ્રદેશમાં ગયા, ને ત્યાં ગાયો ચારવા રહ્યા. ત્યાં ખુલ્લામાં આકાશ નીચે સૂઈ જતા; ને શરીર એવું મજબૂત બનાવ્યું કે મોટપણે એક જાણીતા મુક્કાબાજ જોડે શરતમાં ઊતરતા. તેમણે દક્ષિણ અમેરિકાનાં જંગલો શોધખોળને માટે ખૂંદ્યાં, ઊંચા પહાડો પર ચડી આવ્યા, અને ક્યુબામાં ગોળીઓની ભયંકર ઝડી વરસી રહી હતી તેની સામે ટુકડીને મોખરે રહી ધસારો કર્યો.

રૂઝવેલ્ટ એમની આત્મકથામાં કહે છે: 'હું બચપણમાં ગભરાટિયો ને ડરકુ હતો; અને રખેને મને કંઈક વાગી જશે એવી દહેશત મને રહ્યાં કરતી.' છતાં તેમણે જાતજાતનાં જોખમો ખેડેલાં; અને તેમ કરતાં કાંડું, હાથ, નાક, પાંસળાં, ને ખભો ભાંગેલાં. ડેકોટામાં ગાયો ચારવાનું કામ કરતા ત્યારે

કોકવાર તે ઘોડા પરથી પડી જાય, હાડકું ભાગે, ફરી ઘોડે ચડે, ને દોડતે ઘોડે ગાયોને વાળી લાવે.

તે કહે છે કે 'હિંમત કેળવવાનો એક ઉપાય મેં શોધી કાઢ્યો. જે કામો કરતાં મને બીક લાગતી હતી તે કામો મેં કરવા માંડ્યાં. મને મનમાં તો એટલો બધો ફફડાટ થતો જાણે હું હમણાં જ મરી જઈશ તોપણ હું નીડર હોઉં એવી રીતે મારું કામ કરવું ચાલુ રાખતો.' છેવટે એમનામાં એટલી હિંમત આવી કે ગર્જના કરતા સિંહની કે ગડગડાટ કરતી તોપોની પણ બીક એમને રહી નહીં.

૧૯૧૨માં ચૂંટણીનો જંગ ચાલી રહ્યો હતો તેમાં એકવાર રૂઝવેલ્ટ એક જગાએ ભાષણ આપવા જતા હતા ત્યાં એક પાગલ જેવા માણસે તેમની છાતીમાં ગોળી મારી. ગોળી વાગી છે એની ખબર તેમણે કોઈને પડવા દીધી નહીં. તેઓ સીધા સભાગૃહમાં ગયા, ને લોહી વહી જવાથી અશક્ત થઈ ભોંય પર પડ્યા ત્યાં લગી બોલવાનું ચાલુ રાખ્યું. પછી તેમને ઉતાવળે ઈસ્પિતાલ લઈ જવામાં આવ્યા.

વૉશિંગ્ટન શહેરમાં અમેરિકાના પ્રમુખો માટે જે સરકારી મહેલ છે તેને વ્હાઈટ હાઉસ (શ્વેતભવન) કહેવામાં આવે છે. રૂઝવેલ્ટ ત્યાં રહેતા ત્યારે ઉશીકે ભરેલો તમંચો રાખીને સૂઈ જતા, અને ફરવા જતા ત્યારે ગજવામાં નાની પિસ્તોલ રાખતા. પ્રમુખ હતા તે દરમ્યાન એકવાર એક લશ્કરી અમલદાર જોડે મુક્કામુક્કીમાં ઊતરેલા. અમલદારે સીધો એમની આંખમાં મુક્કો માર્યો, નસ તોડી નાખી, ને એમની આંખને કાયમની ઈજા કરી. એ જુવાનને એણે કેવી ઈજા કરી હતી તેની ખબર પડે એવી રૂઝવેલ્ટની ઈચ્છા નહોતી. એટલે જ્યારે એ અમલદારે બીજે પ્રસંગે મુક્કામુક્કીનું કહેણ આપ્યું ત્યારે રૂઝવેલ્ટે કહ્યું: 'ના, હવે હું બહુ ઘરડો થયો. મુક્કામુક્કી કરવાનું જોર હવે મારામાં નથી.' વરસો પછી એમને એ આંખે દેખાતું સાવ બંધ થઈ ગયું, પણ એ વાતની ખબર તેમણે પેલા તોપખાનાના અમલદારને કદી પડવા દીધી નહીં.

ઑયસ્ટર બેમાં એમની મિલકત હતી ત્યાં બળતણ માટે જેટલાં લાકડાં વપરાતાં તે બધાં એ જાતે ફાડતા; ખેતરમાં મજૂરોની જોડાજોડ ઘાસ

ગાડામાં ભરવાનું કામ કરતા; અને બીજા મજૂરોને મળે એટલા જ પૈસા પોતે આગ્રહ કરીને પોતાના માળી પાસેથી લેતા.

એમણે કદી બીડી પીધેલી નહીં; મોઢેથી કદી અપશબ્દ કાઢેલો નહીં; અને બહુ વિરલ પ્રસંગે દૂધમાં ભેળવીને એકાદ ચમચી દારૂ લીધો હોય તે સિવાય કદી દારૂ પીધેલો નહીં. દૂધમાં ચમચી દારૂ ભેળવાતો એની પણ ખબર એમને પોતાને તો, એમના નોકરે કહી ત્યાં સુધી, ન હતી. છતાં, તે અઠંગ દારૂબાજ છે એવી વાત એટલી બધી ચાલેલી કે છેવટે એ નિન્દા બંધ કરાવવા તેમને બદનક્ષીની ફરિયાદ કરવી પડેલી.

પ્રમુખ તરીકે એમને કામનો તો સુમાર ન હોય. છતાં, વ્હાઇટ હાઉસમાં રહ્યા તે દરમ્યાન, તેમણે સેંકડો ચોપડીઓ વાંચી કાઢી. કેટલીકવાર મધ્યાહ્ન પછીનો બધો વખત પાંચ પાંચ મિનિટની મુલાકાતોથી ખીચોખીચ ભરેલો હોય. પણ એ તો પડખે ચોપડી રાખીને જ બેસે. એક મળનાર જાય ને બીજો આવે એની વચ્ચે જે થોડીક સેકંડોની ફુરસદ મળે તેમાં પણ જરાક વાંચી લે. મુસાફરીમાં જતા ત્યારે સાધારણ રીતે શેક્સપિયર કે રોબર્ટ બર્ન્સના પુસ્તકની, ખીસામાં માય એવી, આવૃત્તિ જોડે લઈ જતા. ડેકોટામાં ગાયો ચારતા તે સમયમાં એકવાર, તાપણાના ઝાંખા પ્રકાશમાં, એક ગાયો ચારનાર છોકરાને 'હેમલેટ'નું આખું નાટક તેમણે વાંચી સંભળાવ્યું હતું બ્રાઝીલના જંગલમાં કરેલા પ્રવાસ દરમ્યાન તે સાંજે ગીબનનું, 'રોમન સામ્રાજ્યનાં પતન અને વિનાશ'નું, પુસ્તક વાંચતા.

એમને સંગીતનો શોખ હતો, પણ એ પોતે જરાયે ગાઈ શકતા નહીં. એકલા બેસીને કામ કરતા ત્યારે ઘણીવાર એક ભજન ગાવાનો પ્રયત્ન કરતા. એકવાર એક શહેરમાં પ્રમુખ તરીકે એમનો ભારે સત્કાર થયો. શહેરના રસ્તાઓ પર બગીમાં એમની સવારી નીકળી. લોકોનાં ટોળાં એમને આવકાર આપવા હર્ષનાદ કરતાં હતાં. એ લોકોને તે ટોપ ઉતારીને નમન કરતા હતા; અને મનમાં પેલા ભજનના સૂર ગગણતા હતા.

એમને જાતજાતના અનેક શોખ હતા. એકવાર વ્હાઇટ હાઉસમાંથી એમણે વૉશિંગટનમાં રહેતા, એક જાણીતા છાપાના, ખબરપત્રીને ફોન કરીને

તાબડતોબ બોલાવ્યો. ખબરપત્રી તો ખુશ ખુશ થઈ ગયો. તેને થયું નક્કી પ્રમુખ કોઈ ભારે રાજદ્વારી વિષય પર મને એકલાને મુલાકાત આપશે. તેણે પોતાના છાપાને તાર કર્યો કે 'હું હમણાં જ પ્રમુખને મળવા જાઉં છું. તમે ખાસ વધારો કાઢવાની બધી તૈયારી કરી રાખજો.' ખબરપત્રી વ્હાઇટ હાઉસ પહોંચ્યો. ત્યાં રૂઝવેલ્ટે રાજકાજ વિષે તો એક શબ્દ સરખો ન કહ્યો. એ તો વ્હાઇટ હાઉસની વાડીમાં એક જૂનું, પોલા થડવાળું, ઝાડ હતું ત્યાં પેલા ખબરપત્રીને લઈ ગયા; અને ત્યાં ઘુવડનાં બચ્ચાંનો માળો પોતાને જડેલો તે એને બતાવ્યો.

એકવાર તેઓ પોતાની ખાસ ટ્રેનમાં મુસાફરી કરતાં કેટલાક અમલદારો જોડે વાતો કરતા બેઠા હતા. એકાએક તેમણે રેલના પાટા પાસે એક ખેડૂતને પોતાના ખેતરમાં ટોપ ઉતારીને ઊભેલો જોયો. રૂઝવેલ્ટને ખબર હતી કે એ અમેરિકાના પ્રમુખને સલામ કરતો હતો. તેઓ એકદમ ઊઠ્યા; ટ્રેનના પાછલા ભાગમાં ખાસ પ્લેટફૉર્મ હતું ત્યાં દોડતા ગયા; ને પોતાનો ટોપ ઉતારીને જોરજોરથી હલાવવા લાગ્યા. આ વસ્તુ તેમણે રાજદ્વારી પ્રસિદ્ધિને માટે નહોતી કરી; એ કરવાનું કારણ તો એ હતું કે તેમને લોકો પ્રત્યે ખરા અંતરનો પ્રેમ હતો.

તેમની જિંદગીના છેલ્લા વરસમાં તેમની તબિયત લથડવા માંડી હતી. તે વખતે એમની ઉંમર ફક્ત સાઠ જ વરસની હતી; છતાં તે ઘણીવાર કહેતા કે 'હું ઘરડો થતો જાઉં છું.' મૃત્યુ ગમે તે પળે આવશે એમ એમને લાગતું હતું. ૧૯૧૯ના જાન્યુઆરીની ૪થી તારીખે એમણે શાન્તિથી દેહ છોડ્યો. એમના છેલ્લા શબ્દો હતા: 'દીવા હોલવી નાખો.'

# વૂડરો વિલસન

વૂડરો વિલસન અમેરિકાના બીજા એક પ્રમુખ હતા. એ ખરેખર કઈ જાતના માણસ હતા? એમને કેટલાકે અદ્ભુત પ્રતિભાવાળા કહ્યા છે, બીજા કેટલાક એમને સાવ નિષ્ફળ નીવડેલા પણ કહ્યા છે. એમણે વિશ્વ-શાંતિનું — રાષ્ટ્રસંઘ (લીગ ઑફ નેશન્સ) નું સ્વપ્ન સેવ્યુ, એ સ્વપ્નની સિદ્ધિ પાછળ તેમણે પોતાની તનમનની સર્વ શક્તિ વાપરી નાખી, અને છેવટે હારીથાકીને મરી ગયા

પહેલા વિશ્વયુદ્ધના પાછલા ભાગમા — ૧૯૧૮ મા અમેરિકા લડાઈમા ઊતર્યું તે પછી વૂડરો વિલસને વિશ્વશાંતિ માટે ચૌદ શરતો રજૂ કરી હતી એ યોજના માટે તે વેળા દુનિયામા તેમની ઘણી નામના થઈ યુરોપમાં લડાઈ બંધ પડ્યા પછી, સુલેહના કરારો ઘડવા માટે મળનારી પરિષદમાં જવા માટે તે અમેરિકાથી નીકળ્યા ત્યારે તેમને જગતના ઉદ્ધારક કહેવામા આવેલા લોહીલુહાણ થઈ ગયેલા યુરોપે તેમને દેવ તરીકે સત્કાર્યા ભૂખે મરતા ખેડૂતોએ તેમની છબી આગળ ધૂપ કર્યા, અને એ સંતપુરુષ હોય એવી રીતે એમની પ્રાર્થના કરી આખી દુનિયા એમના પગ આગળ ઝૂકતી હતી. છતા ત્રણ મહિના પછી તે, શરીરે માંદા ને હૃદયથી હતાશ થઈને, અમેરિકા પાછા ફર્યા ત્યારે તેમણે ઘણા મિત્રોને નારાજ કર્યા હતા અને દસ કરોડ શત્રુ ઊભા કર્યા હતા.

ઇતિહાસમા વૂડરો વિલસનનો ચિતાર એવો આપેલો છે કે તે આદર્શ-વાદી શાળાશિક્ષક હતા—લાગણીઓના ઉછાળા વિનાના અને ગૌરવભેર વર્તનારા હતા, અને માણસોમા પ્રેમની જે હૂંફ હોવી જોઈએ તે એમનામા નહોતી. પણ ખરી વાત તો એથી સાવ ઊલટી જ છે વિલસનમાં પ્રેમની લાગણી ઘણી જ તીવ્ર હતી; માણસો જોડે હેતનો સંબંધ બાંધવાને તે મનથી તલસતા; અને પોતાના શરમાળપણાને લીધે જ તે અળગા ને અટુલા રહી ગયા એ વાતનો સૌથી મોટો વસવસો એમની જિંદગીમા રહી ગયો તે કહેતા: 'મારો સ્વભાવ આથી જુદો હોત તો કેવુ સારુ થાત! પણ હવે સ્વભાવ કંઈ નવેસર ઘડાય એમ નથી '

કેટલીકવાર તે અનડાપણું છોડી દેતા. તે વેસ્લીઅન વિદ્યાપીઠમાં અધ્યાપક હતા તે દરમ્યાન, એકવાર કૂદી પડેલા, ને ટોળામાં મોખરે ઊભા રહી ફૂટબૉલના રમનારાઓને ઉત્સાહ આપવા બીજાઓની પેઠે જોરથી બૂમો પાડવા મંડેલા. વળી બરમ્યુડામાં હતા ત્યારે, હબસી હોડીવાળાઓ જોડે વાતો કરવાનો આનન્દ મળે એટલા ખાતર જ, હોડીમાં સહેલ કરવા જતા.

વૉશિંગ્ટનના વ્હાઈટ હાઉસમાં જેટલા પ્રમુખો રહી ગયા તે બધામાં વૂડરો વિલ્સન કદાચ સૌથી વધારે વિદ્વાન હશે. છતાં તે નાનપણમાં અગિયાર વરસના થયા ત્યાં સુધી વાંચી કે લખી શકતા નહીં. મોટપણે કામમાંથી આરામ લેવા તે ડિટેક્ટીવ નવલકથાઓ વાંચતા. કલાને વિષે એમને અનુરાગ નહીંજેવો હતો. તે ઘણીવાર કહેતા કે 'મોટા ચિત્રકારનું ચિત્ર ખરીદવા કરતાં મને તો છ પેનીમાં મળતું ચિત્ર વધારે ગમે.' તેમનો ધંધો અધ્યાપકનો હતો. તેમણે જિંદગી વિદ્યાપીઠોના શાન્ત ને એકાંતવાળા વાતાવરણમાં કાઢી હતી. છતાં તે કહેતા કે 'મને શેક્સપિયરના નાટક કરતાં સંગીતથી ભરેલું સુખાન્ત નાટક જોવું વધારે ગમે. હું નાટકશાળામાં બોધ લેવા નથી જતો, આનન્દ લેવા જાઉં છું.' અને વ્હાઈટ હાઉસમાં હતા તે દરમ્યાન તે એવાં લોકનાટકો જોવા લગભગ દર અઠવાડિયે જતા.

જિંદગીનો ઘણો મોટો ભાગ તેમણે ગરીબાઈમાં ગાળ્યો હતો. શિક્ષક તરીકે તેમને પગાર મળતો તે એટલો ઓછો હતો કે તેમનાં પત્ની ચિત્રો ચીતરતાં, અને કુટુંબની આવકમાં ઉમેરો કરવા તે વેચીને પૈસા મેળવતાં. વૂડરો વિલ્સન જુવાન અધ્યાપક હતા ત્યારે એમની પાસે સારાં કપડાં ખરીદવા જેટલા પૈસા નહોતા; અને મોટપણે, અબ્રાહમ લિંકનની પેઠે, એમને પણ પોતે કેવા દેખાય છે એ વ તની ખાસ જરાયે પરવા રહેતી નહીં. દાખલા તરીકે, તે પ્રમુખ હતા ત્યારે તેમના હજૂરિયાએ એમના દરબારી પોશાકના ડગલાને દરજીને ત્યાં મોકલી કોટના કૉલરના ભાગમાં નવી સાટીન નાખવાનું સૂચવ્યું. પણ વિલ્સન કહે: 'ના રે. એની કશી ફિકર નથી. હજુ એક વરસ તો આ ડગલો સહેજે ચાલશે.'

વળી, લિંકનની પેઠે, એમને પણ જીભનો સ્વાદ નહોતો. જે કંઈ પીરસવામાં આવે તે ખાઈ લે. ઘણીવાર તો પોતે શું ખાય છે તેનું ધ્યાન

પણ ન રહે. જિંદગીમાં બીડી તેમણે એક જ પીધેલી — અથવા, ખરું કહીએ તો, એક પણ પૂરી પીધેલી નહીં, કેમકે એક પૂરી કરતા પહેલાં તો તેમને ઓકારી આવવાં જેવું થઈ ગયેલું. એમને શોખ એક જ વાતનો હતો — સુંદર પુસ્તકો ખરીદવાનો; અને એની પાછળ તેઓ ઘણો ખરચ કરતા.

બહારથી તો એ ઠંડા બરફ જેવા હતા. પણ વસ્તુતાએ તેમની લાગણીનો પ્રવાહ ઘણો જોરમાં વહેતો ને કેટલીયેવાર ભારે ઉછાળા મારતો. એમને ઓળખનારા માણસો કહેતા કે એમનો સ્વભાવ થીઓડોર રૂઝવેલ્ટના કરતાં ગરમ હતો. એમનાં પ્રથમ પત્ની પ્રત્યેની એમની નિષ્ઠા અતિશય ગાઢ અને કરુણ હતી. અમેરિકાના પ્રમુખ થયા પછી તેમણે સૌથી પહેલું એક કામ એ કર્યું કે પત્નીને કાળા ફરનો (રુવાંટીનો) પોશાક ખરીદી આપ્યો. એ વરસ પછી પત્નીનું અવસાન થયું ત્યારે તેમણે બોત્તેર કલાક સુધી શબને વ્હાઈટ હાઉસની બહાર લઈ જવા દીધું નહીં. શબ એક સોફા પર મુકાવ્યું અને ત્રણ દહાડા ને ત્રણ રાત એની પાસેથી ખસ્યા નહીં.

તે મહાપ્રખર બુદ્ધિશાળી ગણાતા; પણ ભાષાઓ પર એમનો કાબૂ નહીંજેવો હતો, જગતના મહાન સાહિત્યમાંના ઘણા ભાગથી તે અપરિચિત હતા, ભૌતિક વિજ્ઞાન વિષે એમને બેપરવાઈ હતી, અને તત્ત્વજ્ઞાન વિષે જરા પ્રેમ નહોતો એમ કહીએ તો ચાલે. જિંદગીની શરૂઆત તેમણે વકીલ તરીકે કરી, પણ તેમાં તે સાવ નિષ્ફળ નીવડ્યા. તેમણે એકલાએ જિંદગીમાં એક કેસ ચલાવ્યો નહીં; અને એક જ અસીલની મિલકતનો વહીવટ કર્યો. એ અસીલ તે તેમની મા.

વિલ્સનના સ્વભાવની મોટામાં મોટી ખામી કદાચ એ કહી શકાય કે તેમનામાં કુનેહ ન હતી. નાનપણથી તેમના મનમાં એક જ વાતની લગની હતી કે રાજકાજમાં પડીને મોટા મુત્સદ્દી થવું. ઓરડીમાં ભરાઈને તે કલાકોના કલાક સુધી ભાષણ કરવાનો મહાવરો પાડતા. સંપૂર્ણ કુશળતા મેળવવા તે કેટલીક નકામી મહેનત પણ કરતા — દાખલા તરીકે, ભાષણ કરતી વખતે કેવા હાવભાવ કરવા જોઈએ એ બતાવનારો એક તખતો પણ તેમણે ઓરડીની ભીંતે ચોડી રાખ્યો હતો. પણ જે વાત સૌથી વધારે

અગત્યની હતી તેના તરફ તેમણે દુર્લક્ષ કર્યું — માણસો જોડે કેવી રીતે કામ લેવું એ તેઓ કદી શીખ્યા નહીં. જિંદગીનાં છેલ્લાં વરસોમાં તેમની મિત્રતાઓ એક પછી એક તૂટતી ગઈ. તેઓ સેનેટના આગેવાનો જોડે લડ્યા. કર્નલ હાઉસ જેવા એમના જે પરમ મિત્રો હતા તેમાંના કેટલાકની જોડેનો સંબંધ તોડ્યો. છેવટે તેમણે, માત્ર ડેમોક્રેટ પક્ષના માણસોને જ ચૂંટવાનું કહીને, સ્વદેશના ઘણા લોકોનો પ્રેમ ગુમાવ્યો. સેનેટે ( અમેરિકન પાર્લમેન્ટની ઉપલી સભાએ ) રાષ્ટ્રસંઘનો સ્વીકાર કરવાની ના પાડી ત્યારે એમણે સીધી પ્રજાને વિનંતી કરી. એમની તબિયત તો હંમેશની નાજૂક હતી, અને ડાક્ટરોએ કોઈ પણ જાતનો વધારાનો શ્રમ કરવા સામે ચેતવણી આપી હતી. પણ તેમણે એ સલાહ તરફ ધ્યાન આપ્યું નહીં.

આ મહાબુદ્ધિશાળી પુરુષના શબ્દોથી એકવાર દુનિયા હાલી ગઈ હતી. પણ તેમના પ્રમુખપદના છેલ્લા વરસમાં તેમની તબિયત એવી લથડી ને તે એવા અશક્ત થઈ ગયા કે કોઈ માણસ એમનો હાથ પકડી રાખે તે સિવાય પોતાની સહી કરવાનું પણ એમને માટે અશક્ય થઈ પડ્યું. તેઓ નિવૃત્ત થયા તે પછી આખી દુનિયામાંથી લોકો વૉશિંગટનમાં સ — રસ્તા પર આવેલે એમને ઘેર આવતા — જાણે કોઈ તીર્થની યાત્રાએ જતા હોય એવા ભાવથી આવતા. છેવટે તેઓ મરણપથારીએ પડ્યા ત્યારે યાત્રીઓ એમના ઘર સામેના ફૂટપાથ પર ઘૂંટણીએ પડતા ને તેમની સદ્‌ગતિ માટે પ્રભુને પ્રાર્થના કરતા.

# જૅક લંડન

આ વાતને ચાળીસ ઉપરાંત વરસ થઈ ગયાં છે. એક રખડુ માણસ માલગાડીમાં ચડીને અમેરિકાના બફેલો સંસ્થાનમાં ગયો, ને ત્યાં ઘેરેઘેર ફરી ખાવાનું મેળવવા ભીખ માગવા લાગ્યો. પોલીસના એક સિપાઈએ તેને ભામટો ગણી ગિરફતાર કર્યો, અને ન્યાયાધીશે તેને ત્રીસ દિવસની સખત કેદની સજા કરી. ત્રીસ દિવસ સુધી તેણે પથ્થર ભાંગવાનું કામ કર્યું. રોટી ને પાણી સિવાય બીજો ખોરાક પણ એ દિવસોમાં તેને મળ્યો નહીં.

૭ વરસ પછી — હા, ૭ જ વરસ પછી — આ રખડુ, અગાઉનો આ ભામટો ભિખારી, અમેરિકાના પશ્ચિમ કાંઠા પર સૌથી વધારે લોકપ્રિય માણસ થઈ પડ્યો, ને એને મળવા માટે લોકોની પડાપડી થવા લાગી. કૅલીફૉર્નિયાનો ભદ્ર સમાજ એને મિજબાનીઓ આપવા લાગ્યો; અને નવલકથાકારો, વિવેચકો ને તન્ત્રીઓ તેને સાહિત્યની ક્ષિતિજ પર ઊગેલો એક સૌથી તેજસ્વી તારો ગણી તેનો સત્કાર કરવા લાગ્યા.

આ માણસ ઓગણીસ વરસનો થયો ત્યાં સુધી કદી હાઈસ્કૂલમાં ગયો નહોતો, અને તે ચાળીસ વરસની ઉંમરે મરી ગયો; પણ તે એકાવન પુસ્તકો પાછળ મૂકતો ગયો. એનું નામ જૅક લંડન હતું.

જૅક લંડને ૧૯૦૩ માં 'ધ કૉલ ઑફ ધ વાઇલ્ડ' (વનનો સાદ) નામનું પુસ્તક લખ્યું, અને એક રાતમાં તે પ્રખ્યાત થઈ ગયો. તંત્રીઓ એના લખાણ માટે બૂમરાણ કરવા લાગ્યા. પણ જૅક લંડનને આ પુસ્તકમાંથી બહુ જ થોડી આવક થઈ. પ્રકાશકોએ—અને પાછળથી હૉલીવૂડના સિનેમાવાળાએ — એમાંથી બે લાખ પાઉંડની કમાણી કરી; પણ લેખકે પોતે તો ફક્ત ચારસો પાઉંડ લઈને જ એ પુસ્તક પરના પોતાના બધા હક વેચી દીધા હતા.

તમારે પુસ્તક લખવું હોય, તો સૌથી પહેલાં તો તમારી પાસે કંઈક લખવા જેવી વસ્તુ જોઈએ. જૅક લંડનને અદ્ભુત સફળતા મળી તેનું એક કારણ આ હતું. એની ટૂંકી ને ધમાલવાળી જિંદગીમાં તેણે જાતજાતના રંગબેરંગી અનુભવો જાણે ઠાંસોઠાંસ ભર્યા હતા. તેણે વહાણમાં ને ડક્કા પર મજૂરી



જૅક લંડન

કરી હતી; દરિયામાંથી ઓઇસ્ટર માછલીઓ પકડવાનો ધંધો કર્યો હતો; અને સોનાની ખાણમાં ખાણિયાનું કામ પણ કર્યું હતું. તેણે છેક ઉત્તરમાં સીલ પ્રાણીના શિકાર કર્યા હતા. તે અડધી દુનિયામાં પગપાળો ફર્યો હતો; અને આમ રખડતાં તેને થયેલા અનુભવો વિષે તેણે ચોપડી લખી હતી. તેને ઘણીવાર ભૂખ્યા રહેવું પડતું. તે જાહેર બગીચાઓના બાંકડા પર, ઘાસની ગંજી પર, ને માલ લઈ જતાં ગાડાંમાં સૂઈ જતો. ઘણીવાર તો તેને કઠણ જમીન પર સૂવું પડતું; અને ક્યારેક ઝબકીને જાગી ઊઠે ને જુએ તો પોતે પાણીના ખાબડામાં સૂતેલો હોય. માલગાડીની નીચેના ભાગમાં ભરાઈને પણ તેણે મુસાફરી કરેલી; થાક એટલો લાગ્યો હોય કે કેટલીકવાર આવી સ્થિતિમાં પણ તેને ઊંઘ આવી જતી. તેને સેંકડોવાર પકડીને અમેરિકાની જેલોમાં પૂર્યો હતો; અને મેક્સીકો, મંચૂરિયા, જપાન ને કોરિયાની જેલોમાં તે રહી આવ્યો હતો.

તેનું બાળપણ ગરીબાઈ ને હાડમારીઓથી અતિશય કષ્ટમાં વીત્યું હતું. સાન ફ્રાન્સીસ્કોના અખાતને કાંઠે જે તોફાની છોકરાઓની ટોળી ભટકતી તેમાં એ ભળતો. નિશાળ? નિશાળનો વિચાર કરતાં તેને હસવું આવતું. મોટે ભાગે તે નિશાળમાંથી રજા લીધા વિના ગેરહાજર રહેતો ને રખડ્યાં કરતો. છતાં એક દિવસ તે રખડતાં રખડતાં એક સાર્વજનિક પુસ્તકાલયમાં જઈ ચડ્યો, ને ત્યાં તેણે 'રૉબીનસન ક્રુઝો'ની ચોપડી વાંચી. તેને વાંચવાની રઢ લાગી. ભૂખ લાગી તોયે ચોપડી અધૂરી મૂકીને તે ઘેર ખાવા ગયો નહીં. બીજે દિવસે તે બીજી ચોપડીઓ વાંચવા ફરી પુસ્તકાલયમાં ગયો. તેની આગળ એક નવી દુનિયા ખૂલી રહી હતી—એ દુનિયા અવનવી ને રંગબેરંગી હતી. તે વખતથી એને ચોપડીઓ વાંચવાની, તૃપ્ત ન થાય એવી, ભૂખ ઊપડી. ઘણીવાર તે રોજના દસ, ને કેટલીકવાર પંદર, કલાક વાંચતો. નીક કાર્ટરથી માંડીને શેક્સપિયર સુધી, અને હરબર્ટ સ્પેન્સરથી માંડીને કાર્લ માર્ક્સ સુધી, જે કંઈ હાથમાં આવ્યું તે એણે વાંચ્યું. ઓગણીસ વરસનો થયો ત્યારે તેણે પોતાના સ્નાયુ વેચવાનું બંધ કરી તેને બદલે પોતાનું મગજ વેચવાનો નિશ્ચય કર્યો. રસ્તે રખડવું, પોલીસના માર ખાવા, ને ગાડી નીચે ભરાયો હોય ત્યારે રેલવેના બ્રેકમૅનો તેમનાં ફાનસ માથામાં મારે તે સહન કરવું, એ બધાથી તે કંટાળી ગયો હતો.

એટલે ઓગણીસ વરસની ઉંમરે તે કેલીફોર્નિયાના ઓકલૅન્ડ શહેરની હાઇસ્કૂલમાં દાખલ થયો. તેણે રાતદહાડો અભ્યાસ કર્યો, ઊંઘને માટે પણ માંડ નછૂટકે વખત કાઢ્યો, ને એટલા પરિશ્રમ વડે એક અદ્ભુત કામ કર્યું : ચાર વરસનો અભ્યાસ તેણે ત્રણ મહિનામાં પૂરો કર્યો, પરીક્ષાઓ પસાર કરી, ને પછી કેલીફોર્નિયાના વિશ્વવિદ્યાલયમાં દાખલ થયો.

— એને તો મોટા લેખક થવાની એક જ લગની લાગી હતી. એટલે તેણે રૉબર્ટ લુઈ સ્ટીવનસનની 'ટ્રેઝર આઈલૅન્ડ', ડુમાની 'મૉન્ટી ક્રિસ્ટો', અને ડિકન્સની 'ધી ટેઈલ ઑફ ટુ સીટીઝ' એ ત્રણ નવલકથાઓ વાંચી તેનો ફરીફરી અભ્યાસ કર્યો; અને પછી ઝપાટાબંધ લખવા માંડ્યું. તે રોજના પાંચ હજાર શબ્દ લખતો. એ હિસાબે વીસ દિવસમાં મોટી નવલકથા પૂરી થાય કેટલીકવાર તેણે મોકલેલી ત્રીસ વાર્તાઓ એકીસાથે જુદા જુદા તન્ત્રીઓના હાથમાં જઈ પડતી. પણ તે બધી પાછી આવતી. હજુ તો તે આ ધંધો શીખતો હતો.

પછી એકવાર 'સાન ફ્રાન્સીસ્કો કૉલ' નામના છાપાએ કાઢેલી હરીફાઈમાં એની એક વાર્તાને પહેલું ઇનામ મળ્યું. એ વાર્તામાં જપાનના કાંઠા આગળ દરિયામાં થયેલા તોફાનનો વિષય હતો. આ વાર્તાના એને માત્ર ચાર જ પાઉંડ મળ્યા. એ સાવ બેહાલ દશામાં હતો. ઓરડીનું ભાડું આપવાના પૈસા પણ એની પાસે નહોતા.

એ ૧૮૯૬ ની સાલ હતી. એ વરસમાં અદ્ભુત રસવાળો ને લોકોને ગાંડા કરે એવો એક બનાવ બન્યો. ક્લૉન્ડાઇકમાં સોનું મળી આવ્યું. આ ચોંકાવનારી ખબર તારથી આખા દેશમાં ફેલાવવામાં આવી, ને લોકો દંગ થઈ ગયા. કારીગરોએ કારખાનાં મૂકી દીધાં, સૈનિકો લશ્કરમાંથી નાસી ગયા, ખેડૂતોએ જમીનો છોડી દીધી, વેપારીઓએ દુકાનોને તાળાં માર્યાં. સોનાના લોભિયા લોકોનો ધોધ ચાલ્યો. માણસોનાં ટોળાં તીડની પેઠે ઊડ્યાં, ને ઉત્તર દિશામાં આવેલી સુવર્ણભૂમિ તરફ ગયાં.

એમાં જેક લંડન પણ સામેલ હતો. તેણે ક્લૉન્ડાઇકમાં સોનું શોધવા પાછળ વરસ દહાડો ઘણાં ફાંફાં માર્યાં. ત્યાં ઈંડું શિલિંગે એક વેચાતું, અને માખણના રતલદીઠ સાડાબાર શિલિંગ પડતા. પારાશીશીમાં શૂન્યની નીચે

७४ અંશ સુધી પારો જતો. એવે વખતે તે જમીન પર સૂઈ રહેતો. છેવટે તે અમેરિકા પાછો આવ્યો. તેના ખીસામાં એક પેની પણ નહોતો.

પાછો આવીને તે જે કંઈ કામ મળે તે કરવા લાગ્યો. ઉપાહારગૃહોમાં રકાબીઓ ધોવાનું કામ કરતો. ફરસ ઘસીને ધોવાનું કામ કરતો. ડક્કાઓ પર ને કારખાનાંમાં મજૂરી પણ કરતો.

પછી એક દિવસ, એની ને ભૂખની વચ્ચે દસ શિલિંગનું જ છેટું રહ્યું હતું ત્યાં, એણે મજૂરી સદાને માટે છોડી દઈ એકલા સાહિત્યની પાછળ જ પોતાનો બધો વખત ગાળવાનો નિશ્ચય કર્યો. એ વાત ૧૮૯૮ માં બની. પાંચ વરસ પછી, ૧૯૦૩ માં, તે કુલ ૭ ચોપડીઓ ને સવાસો ટૂંકી વાર્તાઓ પ્રસિદ્ધ કરી ચૂક્યો હતો; ને અમેરિકાની સાહિત્યની દુનિયામાં જે માણસો વિષે વધારેમાં વાતો થતી હતી તેમાં એ પણ એક હતો.

જેક લંડનનું અવસાન ૧૯૧૬માં થયું. તેને ખરેખર લખવાનુ શરૂ કર્યાને અઢાર જ વરસ થયાં હતાં. એ સમય દરમ્યાન તેણે વરસે સરેરાશ ત્રણ ચોપડીઓ લખી હતી. અગણિત નવલિકાઓ લખેલી તે તો જુદી. એની વાર્ષિક આવક અમેરિકાના પ્રમુખના પગારથી બમણી હતી. તેની ચોપડીઓ આજે પણ ઘણી જ લોકપ્રિય છે; અને યુરોપમાં જે અમેરિકન લેખકોની ચોપડીઓ સૌથી વધારે વંચાય છે તેમાં એ પણ એક છે. 'ધ કૉલ ઑફ ધ વાઇલ્ડ' (વનનો સાદ), જેને માટે એને ફક્ત ચારસો જ પાઉંડ મળેલા, તેના અનુવાદો વીસેક ભાષાઓમાં થયા છે. તેની પંદર લાખથી પણ વધારે નકલો વેચાઈ છે, અને અમેરિકન સાહિત્યમાં સૌથી અધિક લોકપ્રિય થયેલી ચોપડીઓમાં એની પણ ગણના થાય છે.

# ઍન્ડ્રુ કાર્નેગી

ઍન્ડ્રુ કાર્નેગીનો જન્મ થયો ત્યારે ડાક્ટર કે સુયાણી એમાંથી કોઈ હાજર નહોતું, કેમકે માબાપ એમને બોલાવવાના પૈસા ખરચી શકે એવી સ્થિતિમાં નહોતાં. ઍન્ડ્રુ કાર્નેગીએ કલાકના એક પેનીના દરથી કામ કરવું શરૂ કર્યું — અને જિંદગીમાં કુલ આઠ કરોડની કમાણી કરી!

એમનો જન્મ સ્કૉટલૅંડમાં આવેલા ડનફર્મલાઇન ગામની એક ઝૂંપડીમાં થયો હતો તે જોવાને હું એકવાર ગયેલો. ઝૂંપડીને બે જ ખંડ હતા. બાપ ભોંયતળિયે વણાટકામ ચલાવતા; અને બાકીનું કુટુંબ મેડે આવેલા એક નાના, અંધારા માળિયા જેવા, ઓરડામાં રાંધી ખાતું ને સૂઈ રહેતું.

કાર્નેગી કુટુંબ અમેરિકા આવ્યું તે પછી ઍન્ડ્રુના પિતા ટેબલક્લૉથ બનાવતા, અને ઘેરેઘેર ફરી તે વેચતા. તેમનાં મા લોકોનાં કપડાં ધોતાં, અને એક મોચીને જોડાના ટાંકા દઈ આપતાં. ઍન્ડ્રુની પાસે એક જ ખમીસ હતું. એટલે તે રોજ રાતે સૂઈ જાય તે પછી મા તે ખમીસ ધોઈ તેને અસ્ત્રી કરતાં. મા રોજના સોળથી અઢાર કલાક કામ કરતાં; અને દીકરો માને પૂજતો. દીકરો બાવીસ વરસનો થયો ત્યારે તેણે માને વચન આપ્યું કે 'તું જીવશે ત્યાં સુધી હું નહીં પરણું.' અને ખરેખર ન પરણ્યા. ત્રીસ વરસ પછી માનું અવસાન થયું ત્યાં સુધી દીકરાએ લગ્ન કર્યું નહીં. લગ્ન વખતે તેમની ઉંમર બાવન વરસની હતી, અને એમના પહેલા ને એકના એક બાળકનો જન્મ થયો ત્યારે તેમની ઉંમર બાસઠ વરસની હતી.

નાનપણમાં તે માને ફરીફરી કહેતા: 'મા, હું કોક દહાડો પૈસાદાર થવાનો છું. ત્યારે તને રેશમી કપડાં, નોકર, ને ગાડીઘોડો બધું મળશે.' તે ઘણીવાર કહેતા કે 'મને મારી બુદ્ધિ બધી મા પાસેથી મળી છે.' એમની કારકિર્દીમાં એમને આગળ વધવાની પ્રેરણા આપનારું એક બળ તે મા વિષેનો એમનો આ અમર પ્રેમ હતો.

માનું અવસાન થયું ત્યારે તેમને એટલું બધું દુઃખ થયું કે પંદર વરસ સુધી તેમનાથી માના નામનો ઉચ્ચાર થઈ શકતો નહીં. તેમણે એકવાર

સ્કૉટલંડમાં રહેતી એક ડોસીના ઘર પર ઘરાણે પૈસા આપ્યા હતા — એટલા જ માટે કે એ ડોસીનું મેં એમની માને મળતું આવતું હતું.

એન્ડ્રુ કાર્નેજી પોલાદના રાજા તરીકે ઓળખાતા. છતાં પોલાદની બનાવટ વિષે એમને ભાગ્યે જ કશી માહિતી હશે. એમની પાસે કામ કરનારા સેંકડો જ નહીં પણ હજારો પગારદાર માણસો હતા; તેઓ પોલાદને વેપે શેઠના કરતાં વધારે જ્ઞાન ધરાવતા હતા. પણ માણસો પાસેથી કામ કેવી રીતે લેવું એ શેઠને આવડતું હતું; તેને લીધે તે ધનવાન થવા પામ્યા. જિંદગીની શરૂઆતમાં તેમણે સંગઠન સાધવાની, આગેવાની કરવાની, અને બીજા માણસો પાસે કામ કરાવવાની, ખાસ આવડત બતાવી આપી હતી.

નાનપણમાં તે સ્કૉટલંડમાં રહેતા ત્યાં એકવાર એક સસલી એમના હાથમાં આવી. પછી તો સસલાંનો મોટો પરિવાર થયો. પણ એમને ખવડાવવાનું કશું મળે નહીં. એમને એક અજબ વિચાર સૂઝ્યો. તેમણે પાડોશમાં રહેતા છોકરાઓને કહ્યું: 'તમે ફરીફરીને આ સસલાંને ખવડાવવા જેટલાં ઘાસપાંદડાં ભેગાં કરી લાવશો, તો તમારે નામે આ સસલાંનાં નામ પાડીશ.' આ યોજનાએ જાદુની પેઠે કામ આપ્યું.

વરસો પછી તેમણે વેપારમાં આ જ માનસનો ઉપયોગ કર્યો. દાખલા તરીકે, તે પેનસીલવેનિયા રેલવેને લોખંડના પાટા વેચવા માગતા હતા. એ રેલવેના પ્રમુખ તે વેળાએ એડગર ટોમસન નામના એક ગૃહસ્થ હતા. એટલે કાર્નેજીએ પિટ્સબર્ગમાં લોખંડનું મોટું કારખાનું કાઢ્યું, ને તેનું નામ રાખ્યું 'એડગર ટોમસન સ્ટીલ વર્ક્સ'. ટોમસન તો રાજી થયા જ. અને જે કંપની એમનું નામ ધરાવતી હતી તેની પાસેથી લોખંડના પાટા ખરીદવા માટે એમને બહુ સમજાવવાની જરૂર ન પડી.

નાનપણમાં એન્ડ્રુને પિટ્સબર્ગમાં તાર ઓફીસમાં નોકરી મળી. લોકોને જે તાર આવ્યા હોય તે તેમને પહોંચાડી આવવાનું કામ એમને કરવાનું હતું. પગાર રોજના બે શિલિંગનો હતો. એમને મન તો એ મોટી દોલત હતી. એ શહેરમાં તે અજાણ્યા હતા. એટલે તારનાં સરનામાંવાળી જગાઓ શોધી કાઢતાં મુશ્કેલી પડતી; અને એ કારણે નોકરી જતી રહેશે એવી બીક લાગી. એટલે શહેરના ચેપટી બજારમાં જે પેઢીઓની ઓફિસો હતી તે બધીમાં માર

એમણે ગોખી કાઢ્યાં. એમને તાર માસ્તર થવાની ઝંખના હતી; એટલે તાર કેમ કરાય એને લગતી ચોપડીઓનો અભ્યાસ તે રાતે કરતા; અને રોજ સવારે જઈને તારના યન્ત્ર પર અજમાયશ લેતા.

એક દિવસ સવારે તારથી એક મોટી ખબર આવી. ફિલાડેલફિયા પિટ્સબર્ગને બહુ જ આતુરતાથી બોલાવી રહ્યું હતું. તાર લેનાર કોઈ માણસ ઓફીસમાં નહોતો. એટલે ઍન્ડ્રુ કાર્નેજી દોડતા દોડતા સંચા આગળા ગયા; તારનો સંદેશો સાંભળીને લખી લીધો; અને તરત જ જાતે જઈને પહોંચાડી આવ્યા. તરત જ તેમને તાર માસ્તરની જગા આપવામાં આવી. પગાર અગાઉ કરતાં બમણો થયો. એમની અવિરત કામ કરવાની સ્ફૂર્તિ, ને આગળ વધવાની એમની હોંશ તરફ ઘણાનું ધ્યાન ખેંચાયું. પેનસીલવેનિયા રેલવેએ પોતાની નોખી તારની લાઈન કાઢી તેમાં ઍન્ડ્રુને તાર માસ્તરની જગા મળી; અને આગળ જતાં એ વિભાગના સુપરિન્ટેન્ડન્ટના મંત્રીનો હોદ્દો પણ તેમને આપવામાં આવ્યો.

એક દિવસ અચાનક એક બનાવ બન્યો, તેનાથી એમનું ભાગ્ય ખૂલવાની શરૂઆત થઈ. એક શોધક આવીને રેલગાડીમાં તેમને પડખે બેઠો; અને તેણે રેલગાડીમાં સૂઈ રહેવાનો નવી ઢબનો ડબો બનાવેલો તેનો નાનો નમૂનો એમને બતાવ્યો. એ વખતે રેલગાડીમાં સૂવાના ડબા એટલે માલગાડીની ભીંતો પર ખૂંટાથી લગાડેલાં જાડાં પાટિયાં જ હતાં. આ નવી શોધમાં ઘણી વધારે સગવડ હતી. કાર્નેજીમાં અગમચેતી ઘણી હતી. તેમણે જોયું કે આ શોધમાંથી ઘણી જ સારી કમાણી થાય એમ છે. એટલે તેમણે પૈસા ઉછીના લીધા, અને પેલી કંપનીના શેર ખરીદ્યા. કંપનીએ ઘણું જ મોટું વ્યાજ આપ્યું; અને ઍન્ડ્રુ કાર્નેજી પચીસ વરસના થયા ત્યારે તેમને આ એક જ રોકાણમાંથી વરસે એક હજાર પાઉંડની આવક થવા લાગી.

એકવાર રેલવેનો એક લાકડાનો પુલ બળી ગયો, ને દિવસો સુધી ગાડીઓનો અવરજવર બંધ થઈ ગયો. ઍન્ડ્રુ તે વખતે તાર ખાતાના તે વિભાગના સુપરિન્ટેન્ડન્ટ હતા. લાકડાના પુલ હવે નીકળી જવાના એ વાત તેમણે જોઈ લીધી. તેમણે જોયું કે હવેનો જમાનો લોખંડનો છે. એટલે

પૈસા ઉડીના લીધા, કપની કાઢી, અને લોખડના પુલો બાધવા માડ્યા એમાથી નફાના પૈસા એવા જોરથી વરસવા લાગ્યા કે તે જોતા એમને લગભગ ચક્કર આવી ગયા

આ વણકરના દીકરામા પોતાના સ્પર્શથી સોનુ બનાવવાનુ કઈક અજબ જાદુ હતુ નસીબની પણ એના પર કૃપા હતી—અને તે પણ અપાર કૃપા તેમણે ને બીજા કેટલાક મિત્રોએ મળીને પશ્ચિમ પેનસીલવેનિયાના તેલની ખાણોવાળા પ્રદેશમા કેટલીક જમીન આઠ હજાર પાઉંડમા વેચાતી લીધી, અને તેમાથી એક વરસમા બે લાખ રૂપિયા મેળવ્યા કાર્નેજી સત્તાવીસ વરસના થયા ત્યારે તેમની આવક અઠવાડિયે બસો પાઉંડ પર પહોચી હતી — પદર વરસ પહેલા તો એ રોજના દસ પેન્સ માટે મજૂરી કરતા હતા

હવે ૧૮૬૨ ની સાલ થઈ હતી અબ્રાહમ લિંકન અમેરિકાના પ્રમુખ હતા અમેરિકાના ઉત્તરના તથા દક્ષિણના સસ્થાનો વચ્ચે આતર વિગ્રહ ચાલી રહ્યો હતો ભાવમા સખત ઉછાળા આવતા હતા મોટા મોગ બનાવો બની રહ્યા હતા સરહદો આગળ વધતી હતી અમેરિકાના છેક પશ્ચિમના ભાગમા નવી ખિલવણી માટે દરવાજા ખૂલતા હત અમેરિકા ખડના એક કાઠાથી બીજા કાઠા સુધી થોડા જ વખતમા રેલવે થવાની હતી શહેરો નવા બધાવાના હતા અમેરિકા એક અવનવા યુગના ઊમરા પર ઊભુ ઊભુ રોમાચ અનુભવી રહ્યુ હતુ

એ વખતે ઍન્ડ્રુ કાર્નેજીની લોખડની ભઠ્ઠીઓમાથી ધુમાડા ને દેવતા નીકળતા હતા એમને માટે તો આબાદીનો જુવાળ આવ્યો હતો તેમણે એનો પૂરો લાભ લીધો, અને માનવજાતિના ઇતિહાસમા અગાઉ કોઈએ સ્વપ્ને પણ ખ્યાલ ન કર્યો હોય એટલા પૈસા ભેગા કર્યા

છતા તે કદી પણ બહુ સખત કામ કરતા નહીં અડધો વખત તો તે રમ્યા કરતા તે કહેતા કે 'મેં જે મદદનીશો ભેગા કર્યા છે તે મારા કરતા વધારે જાણે છે' એ મદદનીશોને તેમણે શેઠને કમાણી કરી આપવા માટે પાનો ચડાવ્યો એ સ્કોચ હતા, પણ બાધી મૂકી રાખનારા નહોતા તેમણે નફામાથી ભાગીદારોને પણ તેમનો હિસ્સો લેવા દીધો, અને દુનિયામા આજ સુધી કોઈ માણસે બનાવ્યા હશે એના કરતા વધારે લખપતિ કાર્નેજીએ બનાવ્યા

તે જિંદગીમાં ચાર જ વરસ નિશાળે ગયેલા, છતાં તેમણે પ્રવાસ, જીવનચરિત્ર, નિબન્ધ અને અર્થશાસ્ત્રનાં આઠ પુસ્તકો લખ્યાં. વળી તેમણે જાહેર પુસ્તકાલયોને એક કરોડ વીસ લાખ પાઉંડનાં, તથા કેળવણીના વિકાસ માટે એક કરોડ સાઠ લાખ પાઉંડનાં, દાન આપ્યાં.

• રૉબર્ટ બર્ન્સે લખેલાં બધાં કાવ્યો તેમણે ગોખી કાઢ્યાં હતાં; અને શેક્સપિયરનાં નાટકોમાંથી મૅકબેથ, હૅમલેટ, કિંગ લિયર, રોમિયો ઍન્ડ જુલિયેટ, તથા મરચંટ ઑફ વેનીસ તે આખા ને આખાં મોઢે બોલી જતા. તે કોઈ ધાર્મિક સંપ્રદાયમાં જોડાયેલા નહોતા, છતાં તેમણે ખ્રિસ્તી દેવળોને સાત હજાર કરતાંયે વધારે વાદ્યો દાનમાં આપ્યાં.

એમનાં દાનની કુલ રકમ સાડાસાત કરોડ પાઉંડની થાય છે. એટલે કે તેમણે એક વરસ સુધી રોજના બે લાખ પાઉંડને હિસાબે દાન કર્યાં! એમના સોનાના ઢગલા દાનમાં આપવાની સારામાં સારી રીત કઈ એ વિષે સૂચના કરવા માટે, છાપાંઓ હરીફાઈઓ કરાવતાં, ને ઇનામો આપતાં. કેમકે ઍન્ડ્રુ કાર્નેજીએ કહ્યું હતું કે 'હાથમાં દોલત રાખીને મરી જવું એ તો નામોશીનું કામ છે.'

# જૉન ડી. રૉકફેલર

જૉન ડી રૉકફેલરે ત્રણ નવાઈની વસ્તુઓ કરી પહેલી એ કે જગતના ઇતિહાસમા કોઈએ કદી ભેગી નહીં કરી હોય એટની દોલત તેમણે ભેગી કરી તેમણે સખત તડકામા, કલાકે એ પેન્સના દરે, જમીનમાથી બટાટા ખોદવાથી જિંદગીની શરૂઆત કરી તે વખતે આખા અમેરિકામા ૭ માણુસ એના નહીં હોય જેમની પાસે બબ્બે લાખ પાઉંડ પણ હોય. પણ જૉન ડી રૉકફેલરે જે દોલત ભેગી કરી તે એથી ચાર કરોડ પાઉંડની હશે એવી અટકળ કરવામા આવે છે

અને છતા તેમને પહેલવહેલી જે છોકરી પર પ્રેમ ઊપજેલો તે છોકરીએ એમને પરણવાની ના પાડી હતી કેમ? કારણ એ છોકરીની માએ કહ્યુ કે 'આ માણસ તે શુ કમાવાનો છે કે મારી છોકરી એને પરણીને પોતાની જિંદગી બગાડે?'

બીજી નવાઈની વાત રૉક્ફેલરે એ કરી કે જગતના આખા ઇતિહાસમા કોઈએ નહીં આપ્યા હોય એટના પૈસા એમણે દાનમા આપ્યા એમણે કુલ ૧૫ કરોડ પાઉંડ દાનમા આપ્યા એનો અર્થ એ થયો કે ઈસુ ખ્રિસ્તનો જન્મ થયો ત્યારથી જે કાળ વીત્યો છે તેમા તેમણે દિવસ ને રાતની મિનિટે મિનિટ દીઠ ત્રણ શિલિંગ ઉપરાન્ત દાનમા આપ્યા છે, અથવા, બીજી રીતે કહીએ તો, આજથી પાત્રીસસો વરસ પૂર્વે હઝરત મૂસા ઇઝરાયલની પ્રજાને મિસરમાથી રાતા સમુદ્રની પાર લઈ આવ્યા ત્યારથી ઊગેલા એકએક દિવસ દીઠ દોઢસો પાઉંડ જૉન ડી. રૉકફેલરે દાનમા આપ્યા છે

રૉકફેલરને વિષે ત્રીજી નવાઈની વાત એ હતી કે તે સત્તાણુ વરસ જીવ્યા અમેરિકામા જેમને વિષે કેટલાયે લોકોને હડહડતો તિરસ્કાર હતો એવા માણસોમાના એક એ હતા એમનો જીવ લેવાની ધમકીના હજારો કાગળો એમના પર આવતા હથિયારબંધ અંગરક્ષકોને દિવસરાત એમની ચોકી કરવી પડતી એમના વેપારી સાહસો જુદા જુદા અનેક દેશોમા વિખરાયેલા હતા એ બધા સાહસો ઊભા કરતા ને તેનો વહીવટ કરતાં માણસના મન અને શરીરને કેટલો બધો શ્રમ પડે! એ બધો શ્રમ એમણે જાતે વેઠેલો.

રેલવે બાંધનાર હેરીમેન વેપારના શ્રમથી એકસઠ વરસની ઉંમરે મરણ પામેલો.

વૂલવર્થે પદર સેન્ટની ચીજો વેચવાની પોતાની દુકાનો ઘણી જ મોટી સંખ્યામાં કાઢી, અને અડસઠ વરસની ઉંમરે વિદાય લીધી.

'બક' ડ્યૂકે તમાકુમાંથી બે કરોડ પાઉંડની કમાણી કરી, ને અડસઠ વરસે દેહ છોડ્યો.

પણ જોન રૉકફેલરે વૂલવર્થ, ડ્યૂક અને હેરીમેન ત્રણેયની કમાણીના સરવાળા કરતાં ઘણી જ વધારે દોલત ભેગી કરી. એટલું યાદ રાખવાનું છે કે દસ લાખ ગોરાઓમાંથી ફક્ત ત્રીસ જ માણસ સત્તાણુ વરસની ઉંમરે પહોંચતાં હશે — અને સત્તાણુ વરસની ઉંમર થવા છતાં જેને બનાવટી દાંતની જરૂર ન પડી હોય એવો માણસ તો દસ કરોડમાંયે એક નહીં હોય. પણ જોન ડી. રૉકફેલરના મોંમાં સત્તાણુ વરસે બનાવટી દાંત નહોતાં.

એમની આટલી લાંબી આવરદાનું કારણ શું? સંભવ છે એમને બાપદાદા પાસેથી જ લાંબી આવરદાનો વારસો મળ્યો હોય. એ વારસામાં એમણે શાંત, સ્વસ્થ સ્વભાવથી ઉમેરો કર્યો. એ કદી તપી જતા નહીં, ને કદી કામમાં ઉતાવળ કે દોડધામ કરતા નહીં.

તે સ્ટૅન્ડર્ડ ઑઇલ કંપનીના વડા હતા ત્યારે તેમણે પોતાની ઑફિસમાં પલંગ રખાવેલો; અને ગમે તેમ થાય તોયે તે દરરોજ બપોરે અડધો કલાક ઊંઘી લેતા. અને મરી ગયા ત્યાં સુધી દિવસમાં કકડે કકડે કરીને પાંચવાર થોડી થોડી ઊંઘ લેવાનો રિવાજ તેમણે ચાલુ રાખેલો.

તે પંચાવન વરસના હતા ત્યારે માંદા પડ્યા. વૈદકશાસ્ત્રના ઇતિહાસમાં બનેલો એ એક સારામાં સારો અકસ્માત હતો; કેમકે પોતાની માંદગીને લીધે રૉકફેલરને ડાકટરી શોધખોળ માટે લાખો પાઉંડનું દાન આપવાનું સૂઝ્યું. એમની એ માંદગીને પ્રતાપે, આજે રૉકફેલર સંસ્થા આખી દુનિયામાં આરોગ્ય વધારવા માટે દર મહિને લગભગ બે લાખ પાઉંડનું ખરચ કરે છે.

૧૯૩૨ માં ચીનમાં ભયંકર કૉલેરા ફાટી નીકળ્યો ત્યારે હું ત્યાં હતો. ચોમેર ગરીબાઈ, અજ્ઞાન અને રોગનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. એવી

સ્થિતિમાં પણ હું પેકિંગ રૉકફેલર મેડીકલ કૉલેજમાં જઈને કૉલેરા અટકાવવાની રસી મુકાવી શક્યો. એશિયામાં તથા પૃથ્વીના દૂરદૂરના ખૂણાઓમાં પીડિત માનવજાતિને માટે રૉકફેલર સંસ્થાએ આખી દુનિયામાંથી હૂકવર્મનો રોગ નાબૂદ કરવાનો પ્રયાસ કર્યો; તેને મલેરિયા સામેની લડાઈમાં જીત મળતી જાય છે; અને તેના ડાક્ટરોએ ભયંકર ગણાતા 'પીળા તાવ'ને માટે રસી ખોળી કાઢી છે.

મરઘાંની જાતનાં, ટર્કી નામનાં, જે પંખી આવે છે તે સાચવવાની *મહેનત કર્યા માટે તેમની મા નાનપણમાં તેમને જે કંઈ પૈસા આપતી તે બધા* તે એક તકવાળા ચાના પ્યાલામાં મૂકી રાખતા. આગળ ઉપર તેમણે એક ખેતરમાં રોજના દોઢ શિલિંગ લેખે કામ કરેલું, ને પોતાની બધી કમાણી બચાવીને દસ પાઉંડ ભેગા કરેલા. પછી તેમણે એ દસ પાઉંડ પોતાના માલિકને સાત ટકાને વ્યાજે ભર્યા. અને જોયું કે સાત દિવસની કાળી મહેનત કરીને જેટલા પૈસા મેળવાય તેટલા પૈસા આ દસ પાઉંડમાંથી પેદા થયા છે.

'આ જોઈને મને રસ્તો સૂઝી ગયો,' રૉકફેલરે કહ્યું. '*મેં ત્યાં ને ત્યાં જ મનમાં નિશ્ચય કરી લીધો કે હું પૈસાને મારો ગુલામ બનાવીશ, હું પૈસાનો ગુલામ કદી નહીં થાઉં.*'

જૉને પોતાના દીકરાને ઝાઝા પૈસા આપીને બગાડ્યો નહીં દાખલા તરીકે, પોતાની વાડીમાં આવેલી વાડમાં કેટલી થાંભલી સમરાવવા જેવી છે તે દીકરાએ શોધી કાઢવું; ને તે શોધી કાઢે તે થાંભલી દીઠ તેને અડધો પેની પોતે આપતા. એક દિવસ દીકરાએ તેર થાંભલી શોધી કાઢી; એટલે તેને સાડાછ પેન્સ મળ્યા. પછી વાડ સુધારવા માટે જૉને દીકરાને કલાકના સાડાસાત પેન્સ આપવાનું શરૂ કર્યું. તે ઉપરાંત મા દીકરાને વાયોલીન વગાડવાની તાલીમ લેવા માટે કલાકના અઢી પેન્સ આપતી.

જૉન રૉકફેલર કૉલેજમાં ગયેલા નહીં. તેમણે હાઈસ્કૂલનો અભ્યાસ કરી રહ્યા પછી થોડાક મહિના એક વેપારી નિશાળમાં હાજરી આપેલી. સોળ વરસની ઉંમરે તો તેમણે અભ્યાસ ઊંચો મૂકેલો. છતાં તેમણે શિકાગોના વિશ્વવિદ્યાલયને એક કરોડ પાઉંડ દાનમાં આપ્યા.

તેમને દેવળ પ્રત્યે ઘણું આકર્ષણ હતુ. જુવાનીમાં તેમણે રવિવારની શાળાના વર્ગોમાં ભણાવવાનું કામ કરેલુ, કદી નાચેલા નહીં, કદી પાનાં રમેલા નહીં, નાટક જોવા કદી ગયેલા નહીં, ને બીડી કે દારૂનો સ્વાદ કદી લીધેલો નહીં.

દરેક જમણુ પહેલાં તે પ્રાર્થના કરતા, ને રોજ બાઈબલ સાંભળતા. તે ઉપરાંત રોજેરોજને માટે ઉન્નત વિચારોથી ભરેલી કવિતા ને પ્રાર્થનાવાળી એક ચોપડીમાંથી જુદા જુદા ભાગો વંચાવીને તે પણ સાભળતા.

રૉકફેલરની દોલતમાં આજે પણ મિનિટના લગભગ વીસ પાઉંડને દરે ઉમેરો થઈ રહ્યો છે. છતાં રૉકફેલરના મનની એકમાત્ર મોટામાં મોટી ઇચ્છા એ હતી કે સો વરસનું આયુષ્ય પૂરુ કરવું. ૧૯૩૯ ના જુલાઈની ૮ મી તારીખે તેમને સો વરસ પૂરાં થાત. તેમણે કહેલું કે 'હું જો સો વરસ પૂરાં કરવા જીવતો રહીશ, તો તે દિવસે પૉકેન્ટીકો ટેકરી પરની મારી વાડીમાં હું બૅન્ડને મોખરે ચાલીશ; અને બૅન્ડના વાજામાં ગાયન ગવાશે: તું ને હું જુવાન હતાં જ્યારે મૅગી રે!'

# ચાર્લ્સ ડીકન્સ

આજથી લગભગ સો વરસ પહેલા, નાતાલના અરસામા, લડનમા એક નાની ચોપડી પ્રસિદ્ધ થઈ—એ વાર્તા અમર થવા નિમાયેલી હતી ઘણા લોકોએ એને 'જગતનો મોગમા મોટો લઘુગ્રન્થ' એ નામ આપ્યુ છે તે પહેલવહેલી પ્રસિદ્ધ થઈ ત્યારે રસ્તે કે ચૌટામા મળતા મિત્રો એકબીજાને પૂછતા 'તમે પેલી ચોપડી વાચી કે?' અને જવાબ અચૂક એમ જ મળતો કે 'હા, વાચી ભલુ થજો એના લખનારનું'

એ ચોપડી જે દિવસે પ્રસિદ્ધ થઈ તે દિવસે જ એની એક હજાર નકલો ખપી ગઈ એક પખવાડિયામા તો છાપખાનાએ પદર હજાર નકલો છાપી કાઢી. ત્યારથી એ ચોપડીની અગણિત આવૃત્તિઓ થઈ છે અને દુનિયાની અનેક ભાષાઓમા એના અનુવાદો થયા છે થોડાક વરસ પર અમેરિકાના ધનપતિ જોન પીઅરપોન્ટ મૉરગને અઢળક કિંમત આપીને એ ચોપડીની મૂળ હસ્તલિખિત પ્રત વેચાતી લીધી, અને હવે ન્યૂ યૉર્કના તેમના ખાનગી પુસ્તકાલયમા કલાકૃતિઓનો જે ભવ્ય સગ્રહ છે તેમા એ પ્રત સાચવીને રખાયેલી છે

આ જગપ્રસિદ્ધ પુસ્તકનું નામ શુ? ચાર્લ્સ ડીકન્સનું 'ક્રિસ્ટ્મસ કૅરોલ' (નાતાલની કથાઓ)

ચાર્લ્સ ડીકન્સના ભાગ્યમા અગ્રેજી સાહિત્યમા સૌથી અધિક પુસ્તકો લખનાર ને અધિકમા અધિક લોકપ્રિય લેખક થવાનુ નિર્માયેલુ હતુ છતા તેણે જ્યારે લખવાનુ શરૂ કર્યુ ત્યારે લોકો હાસી કરશે એવી બીક એને એટલી બધી હતી કે તે પોતાનું પહેલવહેલુ લખાણુ મધરાતે ચૂપચૂપ ઘરમાથી નીકળીને ટપાલમા નાખી આવેલો, એટલા માટે કે પોતે જે સાહસ કરેલુ તેની કોઈને ખબર પડવા ન પામે.

તે વેળા એની ઉંમર બાવીસ વરસની હતી તેની વાર્તા જ્યારે ખરેખાત છપાઈ ત્યારે તેને એટલો બધો આનન્દ ઊભરાઈ આવેલો કે તે કશા કામ વગર રસ્તાઓ પર રખડેલો, ને તે વખતે તેની આંખોમાથી આસુની ધારાઓ ચાલતી હતી

એ વાર્તા માટે એને એક પૈસો મળ્યો નહોતો. અને તે પછીની આઠ વાર્તાઓ માટે તેને — શું મળ્યું હશે એમ ધારો છો ? કંઈ જ નહીં. ખરેખાત મીંડું ! છેવટે વાર્તા માટે પૈસા મળ્યા ત્યારે તેને એક પાઉંડ જેવી બાદશાહી (!) રકમનો ચેક મળ્યો. હા, એની પહેલી વાર્તાનો એને એક જ પાઉંડ મળ્યો; પણ એની છેલ્લી હસ્તલિખિત પ્રતના એના વારસોને શબ્દદીઠ ત્રણ પાઉંડ અપાયા — જગતના આરંભકાળથી કોઈ પણ લેખકને આવડી મોટી રકમ અપાઈ નથી ! એક શબ્દના ત્રણ પાઉંડ !

ઘણાયે લેખકો મરણ પછી પાંચેક વરસમાં તો ભુલાઈ જાય છે. પણ ડીકન્સના મરણ પછી ત્રેસઠ વરસ બાદ પ્રકાશકોએ તેના વારસોને ભગવાન ઈસુના જીવનચરિત્ર માટે ચાળીસ હજારથી પણ વધારે પાઉંડ આપ્યા. એ નાનકડી ચોપડી ડીકન્સે પોતાનાં બાળકો માટે લખેલી.

ગયાં સો વરસમાં ચાર્લ્સ ડીકન્સની નવલકથાઓનાં ગજબ વેચાણ થયાં છે. શેક્સપિયર અને બાઈબલ બેનાં જ વેચાણ એના કરતાં ચડી જાય એવાં છે. ડીકન્સની એ નવલકથાઓ પરથી ભજવાયેલાં નાટકો ને ચિત્રપટો કાયમની લોકપ્રિયતા પામેલાં છે.

ડીકન્સ જિંદગીમાં ચાર જ વરસ નિશાળે ગયેલો. છતાં તેણે અંગ્રેજી ભાષામાં મોટામાં મોટી સત્તર નવલકથાઓ લખી. તેનાં માબાપ નિશાળ ચલાવતાં; પણ એમાં તે કદી ગયેલો નહીં. કેમ ? એટલા માટે કે એ શ્રીમંત છોકરીઓ માટેની નિશાળ હતી. એનુ નામ તો એવું હતું ખરું. પણ આખા લંડનમાંથી ત્યાં આવીને ભણનાર એકે શ્રીમંત છોકરી નહોતી. ખરચનો આંકડો તે વધતો જ ગયો. લેણદારો આવીને વિનવણી કરવા લાગ્યા, ગાળો દેવા લાગ્યા, ને ટેબલ પર હાથ પછાડવા લાગ્યા. છેવટે તેમણે પુણ્યપ્રકોપમાં આવીને ડીકન્સના બાપને દેવુ ન ચૂકવવા માટે જેલમાં નંખાવ્યો.

ડીકન્સનું બચપણ બહુ જ ગરીબાઈ ને દુઃખમાં ગયું હતું. વિટંબણાનો પાર નહોતો. ડીકન્સ દસ વરસનો હતો તે વખતે તેના બાપને જેલમાં નાખવામાં આવેલો, ને કુટુંબને ખાવાનું પણ કંઈ ન મળે. એટલે રોજ સવારે ચાર્લ્સ જૂની ચીજો વેચાતી રાખનારની દુકાને જાય, અને ઘરમાં જે થોડું-ઘણું-સાચવ્યું' રહેલું તેમાંથી કંઈ ને કંઈ ચીજ વેચી આવે. તેને પોતાની ડેસાં વિહારી

મનગમતી ચોપડીઓ પણ વેચવી પડી. જિંદગીમા એને કોઈની સોબત હોય તો તે આ ચોપડીઓની હતી મોટપણે તેણે કહેલુ 'મારી ચોપડીઓ મેં વેચી ત્યારે મને થયુ કે મારુ હૈયુ ભાગી જશે '

છેવટે તેની મા ચાર બાળકોને લઈ પતિ સાથે જેલમા રહેવા ગઈ ચાર્લ્સ સૂરજ ઊગ્યે જેલમા જતો, ને આખો દિવસ કુટુંબ જોડે ગાળતો રાતે તે ચાલતો અધારા કાતરિયામા આવી પહોંચતો, ને બીજા બે ગરીબ રખડુ છોકરાની જોડે સૂઈ જતો પેલા બે રખડુ એને પાર વિનાનો ત્રાસ આપતા છેવટે તેને એક કામ મળ્યુ ઉંદરોવાળી એક વખારમા બૂટને લગાડવાના કાળા રંગની શીશીઓ પર ચિટ્ઠીઓ ચોડવાની હતી પહેલવહેલા જે થોડાક પેની મળ્યા તે લઈને તેણે એક બીજી ઓરડી ભાડે રાખી ઓરડી એટલે એક કાતરિયુ હતુ, અને તેના ખૂણામા મેના ગાદલાનો ઢગલો હતો છતા ચાર્લ્સે કહ્યુ કે 'આ કાતરિયુ મારે મન સ્વર્ગના જેવુ હતુ'

મોટપણે લેખક ડીકન્સે પોતાના બાળપણનુ વેર વાળ્યુ — કેવી રીતે? ઓલીવર ટ્વીસ્ટ નામનુ અમર પાત્ર સરજીને એ છોકરો ઘેંસની ખાલી વાડકી ધરીને વધારે ઘેંસ માગે છે, એવુ ચિત્ર એણે આલેખ્યુ છે

ડીકન્સે ગૃહસસારના સપૂર્ણ સુખના સુન્દર દશ્યો આલેખ્યા છે છતા તેનુ પોતાનુ ગૃહજીવન અત્યત દુ ખ અને ક્લેશથી ભરેલુ હતુ. જે પત્ની પર તેને પ્રેમ નહોતો તેની સાથે તે ત્રેવીસ વરસ રહ્યો. એ સ્ત્રીથી તેને દસ બાળક થયા પણ તેનું દુ ખ વરસોવરસ વધતું ગયુ આખી દુનિયા તેના પગ આગળ ઝૂકતી હતી, પણ તેનુ પોતાનુ ઘર હૈયાને ભાગી નાખે એવા કકાસથી ભરેલુ હતું છેવટે એ દુ ખ એટલુ બધુ તીવ્ર ને હૃદયવેધક બની ગયુ કે તેનાથી તે સહેવાયુ નહીં એટલે તેણે એક કામ કર્યું જે એ જમાનામાં કોઈએ કદી સાંભળ્યુ પણ નહોતુ તેણે પોતાના જ માસિકમા જાહેરાત છાપી કે 'હુ ને મારી પત્ની છૂટા પડ્યા છીએ ' એનો દોષ તેણે પોતાને માથે લીધો? ના તેણે તો બધો દોષ પત્નીને માથે નાખવાનો પ્રયત્ન કર્યો

ડીકન્સ ઉદારતાની મૂર્તિ ગણાતો તે મરી ગયો ત્યારે પોતાની સાળી માટે ચાળીસ હજાર પાઉંડ મૂકતો ગયો પણ પોતાના બાળકોની મા માટે તેણે શુ મૂક્યુ? અઠવાડિયે સાત પાઉંડ!

તે મોરના જેવો ગર્વિષ્ઠ હતો. ટીકાનો એક શબ્દ સરખો સાંભળતાં તેના ગુસ્સાનો પાર રહેતો નહીં. તેને પોતાના આકર્ષક દેખાવનો ગર્વ હતો; અને ૧૮૪૨માં તે પહેલીવાર અમેરિકા ગયો ત્યારે તેણે પોતાનાં લાલચોળ જાકીટો ને ભૂરા ડગલાઓથી ત્યાંની પ્રજાને આંજી નાખેલી. તેને જાહેરમાં વાળ ઓળતો જોઈ અમેરિકનોને આઘાત થયેલો; અને ન્યૂ યૉર્કની શેરીઓમાં છૂટાં મૂકેલાં ભુંડને રખડતાં જોઈ તેને આઘાત લાગેલો ને ત્રાસ છૂટેલો.

એ જમાનામાં લોકો ડીકન્સ વિષે જેવો પ્રેમ અને પૂજ્યભાવ ધરાવતા તેટલો બીજા કોઈને વિષે ધરાવતા નહોતા. તે બીજીવાર અમેરિકા ગયો ત્યારે લોકો ટિકિટો ખરીદવા માટે કલાકો સુધી, પવનમાં ટાઢે કકડતા, ઊભા રહ્યા. બ્રૂકલીનમાં, તેનું ભાષણ સાંભળવાની તક મળે તે માટે ટિકિટો મેળવવા, લોકો તાપણીઓ સળગાવીને આખી રાત ચટાઈઓ પર શેરીઓમાં સૂઈ રહ્યા, અને શરદી ને મૂંઝારી થવાનું જોખમ પણ તેમણે ગણકાર્યું નહીં. ટિકિટો વેચાઈ ગઈ ને સેંકડો માણસોને પાછા કાઢવા પડ્યા, ત્યારે એના પ્રશંસકોએ ખરેખાત રમખાણ મચાવ્યું.

પરસ્પરવિરોધી ગુણોવાળા માણસોથી સાહિત્યનો ઇતિહાસ ખીચોખીચ ભરેલો છે. પણ બધી વાતોનો સામટો વિચાર કરતાં, ચાર્લ્સ ડીકન્સ એ આખા સંઘમાં સૌથી વધારે આશ્ચર્ય ઉપજાવે એવો છે.

# જ્યૉર્જ મારશલ

અમેરિકાના યુનાઇટિડ સ્ટેટ્સના લશ્કરના પહેલા નમ્બરના માણસ છે તેના લશ્કરના વડા જ્યૉર્જ મારશલ

આ માણસ કેવી જાતના છે? જનરલ ફ્રેન્ક્લીન બેન, જે અગાઉ અમેરિકન લશ્કરનો વડો હતો ને જેણે ફીલીપાઈનમા જનરલ મારશલ જોડે કામ કરેલુ, તેણે કહ્યુ હતુ કે સ્ટોનવૉલ જૅકસનના જમાના પછી અમેરિકાએ કોઈ મોટામા સેનાપતિ પેદા કર્યો હોય તો તે જનરલ મારશલ છે

સેનાપતિ તરીકે સ્ટોનવૉલ જૅકસનની સાથે સરખામણી થવી એ તો ખરેખર ઘણી જ ભારે પ્રશંસા ગણાય અમેરિકાના ઉત્તર તથા દક્ષિણના સસ્થાનો વચ્ચે આન્તર વિગ્રહ ચાલ્યો તે વેળા સ્ટોનવૉલ જૅકસન દક્ષિણના સસ્થાનોનો સેનાપતિ હતો ને ત્યાના લોકો એને પૂજતા અબ્રાહમ લિંકન ઘૂંટણિયે પડી પ્રભુને પ્રાર્થના કરતો કે 'ઉત્તરના સસ્થાનોનો આગેવાન થાય એવો, સ્ટોનવૉલ જૅકસનના જેવો, કોઈ સેનાપતિ મને મોકલી આપ' વરજીનિયા સસ્થાનમા આવેલી શેનાન્ડોઆની ખીણમા સ્ટોનવૉલ જૅકસને ચલાવેલી લડાઈની યોજનાનો, દુનિયામા થયેલી લડાઈઓની એક સારામા સારી વ્યૂહરચના તરીકે, યુરોપની લશ્કરી કૉલેજોમા આજે પણ અભ્યાસ થાય છે

પહેલા વિશ્વયુદ્ધમા અમેરિકાનુ જે લશ્કર યુરોપમા મોકલાયેલુ તેના સેનાપતિ જનરલ પરશિંગ હતા તેમણે કહેલુ કે ૧૯૧૮માં અમેરિકન લશ્કરમા સારામા સારા અમલદાર તે જનરલ મારશલ છે પરશિંગે મારશલને યુરોપના પહેલા અમેરિકન સૈન્યના સેનાપતિ નીમ્યા; અને એ પદે રહીને તેમણે પહેલા વિશ્વયુદ્ધમા લશ્કરની હેરફેરને લગતો, એક કાણુમા કઠણ પ્રશ્ન ઉકેલ્યો એ પ્રશ્ન આ પ્રમાણે હતો

જનરલ પરશિંગ પાચેક લાખ માણસ, ત્રણ હજાર તોપ, ચાળીસ હજાર ટન દારૂગોળો, અને ચોત્રીસ ઇસ્પિતાલને ફ્રાન્સમા સેંટ મિહાયેલથી આર્ગોન ખસેડવા માગતા હતા પ્રશ્ન એ હતો કે આ બધાને એવી ગુપ્ત રીતે કેમ ખસેડાય કે શત્રુનો કોઈ જાસૂસ કે શત્રુનો વિમાની એ હિલચાલ વિશે કશું

જાણવા ન પામે. 'એ કામ જનરલ મારશલે પાર પાડ્યું. એ અઠવાડિયાંમાં તેમણે લશ્કરને રાતોરાત ગુપ્ત રસ્તે ખસેડ્યું. જર્મનોને તો એ વિષે કશી ખબર પડી જ નહીં. ખબર તો ત્યારે પડી જ્યારે મ્યૂઝ આરગોન મોરચા પર પાંચ લાખ અમેરિકનો એમના પર ત્રાટક્યા. એ હુમલાએ લડાઈ જીતવામાં મદદ કરી. અબ્રાહમ લિંકને કહ્યું છે: 'લશ્કરી બાબતોમાં એક સમર્થ વિચારક પર કેટલો બધો આધાર રહે છે!'

જનરલ મારશલ શિસ્ત અને નિયમપાલનને જરૂરી માને છે; કેટલાક લશ્કરી અમલદારો જગતના આરંભકાળથી જે પશુતા ને અપમાનવાળી રીતભાત રાખે છે તે એમને ગમતી નથી.

જનરલ મારશલ જ્યારે સેનાધિપતિ થયા ત્યારે એક એવું કામ કર્યું જે લશ્કરોના ઇતિહાસમાં અગાઉ કદી થયું નહોતુ તેમણે ૧૧૮ પ્રશ્નોની એક યાદી બનાવી તે ત્રણ હજાર સૈનિકોને મોકલી. તેમણે સૈનિકોને કહ્યું કે 'આ પ્રશ્નોના ઉત્તર દિલ ખોલીને આપજો, ને તેની નીચે સહી કરશો નહીં.' એ પ્રશ્નોના થોડાક નમૂના નીચે આપ્યા છે.

'તમને તમારા અમલદારો ગમે છે?'

'ગમતા હોય, તો શા માટે ગમે છે?'

'ન ગમતા હોય, તો તેનું કારણ શું?'

'અમે તમને વધારે સારા સૈનિકો શી રીતે બનાવી શકીએ!'

'અમે લશ્કરને વધારે સારું લશ્કર શી રીતે બનાવી શકીએ!'

આ વસ્તુ એવી અસાધારણ હતી કે જૂના જમાનાના કેટલાક માણસો આશ્ચર્યથી દંગ થઈ ગયા, ને તિરસ્કારથી નસકોરાં ફુલાવવા લાગ્યા. પણ આ વસ્તુનું પરિણામ અજબ આવ્યું. લશ્કરની તાલીમમાં માણસાઈ વધી છે, અને માણસોને આગળ પડીને કામ કરવાનું ઉત્તેજન મળ્યું છે. આ તાલીમનાં પરિણામ યુદ્ધનાં તમામ રણક્ષેત્રો પર દેખાઈ આવ્યાં.

મને જનરલ મારશલ જોડે મોઢામોઢ વાત કરવાનો પ્રસંગ કદી મળ્યો નથી, પણ તેમનાં પત્ની જોડે વાત કરવાનો લહાવો મને મળ્યો છે ખરો. તેમણે મને કહ્યું કે જનરલ મારશલમાં સૈનિક થવાની ઇચ્છા જન્મથી હોય

એમ લાગે છે; તે નાનપણમાં પણ સૈનિકોની રમત રમતા; પડોશના બીજા છોકરાઓ પાસે કૂચની કવાયત કરાવતા, અને લાકડીના ઘોડા પર બેસી હલ્લા કરતા.

વેસ્ટ પૉઈન્ટની લશ્કરી નિશાળમાં જવા એ બહુ ઈંતેજાર હતા. પણ ત્યાં પ્રવેશ મળવાનું અશક્ય જોયું, એટલે વરજીનિયા સંસ્થાનના લેક્સિંગ્ટનની લશ્કરી શાળામાં દાખલ થયા, અને ત્યાં સહુના માનીતા ને આદરપાત્ર થઈ પડ્યા.

તેમનામાં ખેલદિલી કેવી હતી એ તેમણે એક પ્રસંગે બતાવી આપ્યું. એક વિદ્યાર્થીએ રમત કરતાં કરતાં તેમને એવું માર્યું કે તેમનો જીવ જતો સહેજમાં બચી ગયો. આ વિદ્યાર્થીએ અજાણતાં એમને પોતાની બંદૂકના કુંદાથી સખત ઘા કર્યો હતો. પણ અમેરિકાના ભાવિ સેનાધિપતિએ ઘા કરનારનું નામ આપવાની ના પાડી. તેમના સહાધ્યાયીઓએ આનન્દથી પોતાના ટોપ હવામાં ઉછાળ્યા. મારશલની હુર્રે ! ખરો બહાદુર ! ઘા બરાબર ઝીલી શકે છે !

જ્યૉર્જ મારશલે ફૂટબૉલની રમતમાં અસાધારણ કુશળતા બતાવીને લશ્કરી શાળાના છોકરાઓનો ભારે આદર પ્રાપ્ત કર્યો. શાળાનાં પહેલાં ત્રણ વરસ તો એમને લાગેલું કે ફૂટબૉલની રમત માટે વખત કાઢવો અશક્ય છે. પણ શાળાના છેલ્લા વરસમાં તેમણે થોડાંક અઠવાડિયાં ફૂટબૉલની ચાલબાજીનો અભ્યાસ કર્યો, ને રમતમાં ભાગ લેવા માંડ્યો. એમનું વજન બાર સ્ટોન (એટલે ૧૬૮ રતલ) થી સહેજ ઓછું હતું તે છતાં, તેમણે એ આખી મોસમમાં દરેક વિરોધીને માત કર્યો; અને દક્ષિણનાં સર્વ સંસ્થાનોની એક સંયુક્ત ફૂટબૉલ ટીમ બનાવી શાળાને પ્રતિષ્ઠા ને કીર્તિ અપાવી. જે માણસ અગાઉ ફૂટબૉલને કદી અડ્યો નહોતો તેને માટે તો આ વસ્તુ લગભગ ચમત્કાર જેવી હતી. ફૂટબૉલના ઇતિહાસમાં બીજા કોઈએ આવી કુશળતા બતાવી હશે કે કેમ એ વિષે મને શંકા છે. એમની કુશળતા તથા આગેવાન બનવાની આવડતને લીધે એમને મુખ્ય કપ્તાનની જગા મળી. વિદ્યાર્થીને મળનારો એ મોટામાં મોટો હોદ્દો હતો, અને શાળામાં મળનારું એ મોટામાં મોટું લશ્કરી માન હતું.

અમેરિકાના ઇતિહાસમા મોટામા મોટુ લશ્કર ગયા યુદ્ધ દરમ્યાન રચાયુ તેના સેનાધિપતિ તરીકે જનરલ માર્શલને રોજેરોજ ઘણુ જ સખત કામ કરવુ પડતું એમને માથે જે જબરદસ્ત જવાબદારી હતી તેના ભારથી સાધારણ માણસ તો કચડાઈ જ ગયો હોત છતા જનરલ માર્શલના મો પર કદી ઉતાવળ કે ગભરાટના ચિહ્ન દેખાતાં નથી 'આટલી સ્વસ્થતા તેઓ શી રીતે રાખી શકે છે?' એ સવાલ મેં એમના પત્નીને પૂછ્યો તેમણે મને સાત કારણ બતાવ્યા, જેને લીધે તેઓ મન કે શરીરના થાક વિના લગાતાર કામ કરી શકે છે.

૧. તેઓ લાંબાલચક રિપોર્ટો કદી વાચતા નથી જે રિપોર્ટો સક્ષિપ્ત ને સરૂપે લખેલા હોય તે જ તેઓ વાચે છે

૨ જલદી વાચવુ, પૂરેપૂરી એમાયના રાખવી, અને ઝપાટાબધ નિર્ણયો કરવા, એવી ટેવ તેમણે પ્રયત્નપૂર્વક પાડી છે હકીકતમા તેઓ દરેક કામ ઝપાટાભેર કરે છે તેઓ ઓફીસમાથી ઘેર આવે ને પાછુ રાતે બહાર જવાનુ હોય, ત્યારે તેઓ પથારીમા પડ્યા પડ્યા વાચે, પછી વખત થયે ઊઠે, અને ચાર મિનિટમાં તો બૂટ, ખમીસ ને ગણવેશ પહેરીને તૈયાર થઈ જાય.

૩ લશ્કરી કામને અંગે એક નિર્ણય કર્યા પછી તે ફરી એ નિર્ણય વિષે વિચાર કરીને સમય અને શક્તિ બગાડતા નથી. એકવાર નિર્ણય કર્યો, એટલે પછી સર્વ સમય અને શક્તિ તેનો અમલ કરવામા જ વાપરે છે

૪ લશ્કરી પ્રશ્નોને વિષે તે વિશાળ અને વીગતવાર જ્ઞાન ધરાવે છે તેમની ઓફીસની દીવાલો પર જે નકશા છે તેમા રાતી ટાકણીઓ ખોસેલી તમને નહીં દેખાય. દરેક પલટણ ક્યા છે, ને તેને શુ કામ કરવાનું સોપેલુ છે, તે જનરલ માર્શલને યાદ હોય છે

૫ તે દિવસમા ઘણા કલાક કામ કરે છે, પણ કામની શરૂઆત સવારે ઘણી વહેલી કરે છે સવારે સાત વાગે નાસ્તો કરે છે, ને સાડાસાતે ઓફીસમા પહોચી જાય છે તેમણે એકવાર કહેલું 'બપોરે ત્રણ વાગ્યા પછી કોઈ માણસને કદી એકે મૌલિક વિચાર આવ્યો જ નથી.'

૬ તે બપોરે જરાક વાર ઊંઘી લે છે, ને એ રીતે તાજા થઈ જાય છે વિન્સ્ટન ચર્ચીલની પેઠે તે સાવ થાકી જાય તે પહેલા જરાક આડા

થઈને આરામ લઈ લે છે.* તેઓ બપોરે જમવા માટે ઑફીસથી ચાલતા ઘેર જાય છે. ઘેર જતાં ઘણીવાર કોઈ મોટા સેનાપતિને પોતાની જોડે લઈ લે છે; રસ્તે ચાલતાં ચાલતાં તેની જોડે લશ્કર અને લડાઈને લગતા પ્રશ્નો વિષે ચર્ચા કરે છે. જમ્યા પછી તરત તે ઘરના મેડા પર, તડકો આવે એવી જગ્યાએ જાય છે, ત્યાં ખાટલો ખેંચી લાવે છે, તેના પર સૂઈ જાય છે, અને પંદર મિનિટ પછી સાવ તાજા થઈને જાગે છે

૭. તે કુશળતાથી ને ઝપાટાભેર કામ કરી શકે છે, કેમકે તે કદી ચિન્તા કે ઉચાટ કરતા નથી. તેમનાં પત્નીએ મને કહ્યુ: 'મને જનરલ જોડે પરણ્યાને તેરેક વરસ થયાં. મેં તેમને પોતાના કામ વિષે ઊંડા વિચાર કરતા જોયા છે, પણ ચિન્તા કે ઉચાટથી તેમણે એક મિનિટની ઊંઘ ગુમાવી હોય એવું મેં કદી જોયું નથી.'

મેં એમને પૂછ્યું: 'તમારા આવા પ્રખ્યાત પતિ ચિન્તા કે ઉચાટ કેવી રીતે ટાળી શકે છે?' મિસિસ મારશલ કહે: 'દિવસ પૂરો થયે તેઓ ઑફીસ તથા ઑફીસના સાથીઓ જોડેનો સંપર્ક સાવ છોડી દે છે, અને રાતે પોતાની જોડે ઘેર કશું કામ લાવતા નથી. ઘણાં વરસની લશ્કરી તાલીમને લીધે એ પોતાની જાત પર અંકુશ રાખતાં શીખ્યા છે. એ જાણે છે કે ચિન્તા કરવાથી તો પોતે કામ કરવાને અશક્ત બની જશે; એટલે મનમાં ચિન્તા થવા દેતા જ નથી.' એમના આત્મનિયમનનો એક દાખલો આ રહ્યો: તે રોજ સિગરેટનાં બેત્રણ પાકીટ ફૂંકી કાઢતા. સાત વરસ પર તેમણે મન સાથે નિશ્ચય કર્યો કે સિગરેટ પીવાથી પોતાની કામ કરવાની શક્તિ ઓછી થાય છે; અને એ પળે મન મારીને બીડી પીવાનું બંધ કર્યું. એ દિવસથી આજ સુધી તેમણે બિલકુલ બીડી પીધી નથી. સેનાપતિ કોઈ શહેર લઇ શકે તે પહેલાં તેણે પોતાની જાત પર અંકુશ રાખતાં શીખવું જોઈએ. જનરલ મારશલ બંને વસ્તુ કરી શકે છે.

* ગાંધીજીને પણ આવી ટેવ છે. તેઓ સવારે ઘણા વહેલા ઊઠે છે, ને બપોરે અચૂક થોડો વખત ઊંઘી લે છે; અને તેમ કરવાથી લાભ છે એમ પણ માને છે. આ ટેવ પશ્ચિમમાં પણ આવતી નથ છે એમ એમણે પોતાના સમર્થનમા એકવાર કહેલું (જુઓ લૂઈ ફીશર: 'ગાંધીજી સાથે અઠવાડિયું', પૃ. ૬૪) રાતે ઊંઘ પૂરતી ન મળી હોય ત્યારે દિવસે કકડે કકડે પણ ઊંઘી લે છે.— અનુવાદક

વળી ચિન્તાથી મુક્ત રહેવા માટે તે ફુરસદના વખતમાં, સાવ નવરા બેસી રહેવાને બદલે, રસ પડે એવી કંઈક ને કંઈક પ્રવૃત્તિ કરે છે — દા. ત. હોડીમાં બેસી હલેસાં મારે છે, ઘોડા પર બેસીને ફરવા જાય છે, સિનેમા જોવા જાય છે, કે પત્ની જોડે ચાલતા લાંબે સુધી ફરવા જાય છે. લગભગ રોજ રાતે પથારીમાં પડ્યા પડ્યા ત્રણ કલાક વાંચે છે; ને સાથે રેડિયો પર મંદ સ્વરે ચાલતુ સંગીત હમેશાં સાંભળે છે.

જનરલ મારશલનો શોફર ઘણીવાર જાહેર પુસ્તકાલયમાં જાય છે, ને વીસ ચોપડીઓ લઈ આવે છે. એ ચોપડીઓ ગ્રન્થપાલે જનરલને માટે પસંદ કરીને કઢી આપેલી હોય છે; ને તેમાં ઇતિહાસો, જીવનચરિત્રો, ને ચાલુ રાજકાજને લગતી ચોપડીઓ હોય છે. જનરલના સૂવાના પલંગની બન્ને બાજુએ અક્કેકું ટેબલ હોય છે. તે બંને પર ચોપડીઓના ઊંચા ખડકલા કરેલા હોય છે. તેઓ અજબ ઝડપથી વાંચે છે; બસો પાનાંની ચોપડી ત્રણ કલાકમાં ખલાસ કરી નાખે છે.

જનરલ રોજ રાતે ઊંઘ આવી જાય ત્યાં સુધી વાંચે છે. રાતે જાગી જવાય, તો ઊંઘ ન આવ્યાની ફરિયાદ કરતા નથી. ના, એ તો ચાંપ દબાવી બત્તી સળગાવે છે, ને ફરી ઊંઘ આવી જાય ત્યાં સુધી વાચે છે.

તેમનાં પત્નીએ મને કહ્યું કે જનરલના જીવન પર બે ઐતિહાસિક પુરુષોની અસર વધારેમાં વધારે પડેલી છે — બેનજામીન ફ્રેન્ક્લીન, અને રૉબર્ટ લી. લીના લશ્કરી વ્યૂહોનો તેમણે ખાસ અભ્યાસ કર્યો છે, અને લીના ચારિત્ર વિષે તેમના મનમાં ભારે આદર છે. બીજી જે ચોપડી તેઓ ફરીફરીને વાંચે છે તે છે બેનજામીન ફ્રેન્ક્લીનની આત્મકથા. એ ચોપડી અમેરિકન સાહિત્યમાં ઘણી જ પ્રસિદ્ધ છે.

જનરલ મારશલને તેમનાં પત્નીએ એક દિવસ પૂછ્યું: 'તમે લશ્કરી નેતા ન થઈ શકો, તો તમને શું થવાનું ગમે?' જનરલ કહે: 'સાજસંગીતના મોટા વૃન્દના મુખી થવાનું!'

ગયા મહાયુદ્ધ પછી જનરલ મારશલ રશિયામાં અમેરિકાના એલચી હતા, ને અત્યારે અમેરિકાના પરદેશ ખાતાના મન્ત્રી છે.

# ઑલીવર વેંડેલ હોમ્સ

આ લેખમા હુ જે માણસને વિષે કહેવાનો છુ તેમની અસર અમેરિકાના સયુક્ત સસ્થાનોના વિચારો પર — ખાસ કરીને કાયદાને લગતા વિચારો પર ઘણી ઊંડી પડી છે અમેરિકાએ બુદ્ધિના ક્ષેત્રમા જે મહારથીઓ પેદા કર્યા છે તેમાના તે એક હતા, છતા તેમનામા માનવતા એટલી બધી હતી કે ક્યાક આગ લાગી હોય તો ત્યા દોડી જવાનુ તેમને ગમતુ તે ઘણીવાર ભવાઈ જેવા હાસ્યરસના નાટકો જોવા જતા, ને તેમને ડિટેક્ટીવ વાર્તાઓ એટલી બધી ગમતી કે છેવટે તેમને એવો નિશ્ચય કરવો પડ્યો હતો કે દર અઠવાડિયે એવી વાર્તા એક યા બેથી વધારે વાચવી નહીં

આ માણસ તે ન્યાયમૂર્તિ ઑલીવર વેંડેલ હોમ્સ હતા અમેરિકાના યુનિયનમા માત્ર સત્તાવીસ સસ્થાનો હતા તે વખતે તેમનો જન્મ થયેલો આજથી અગિયાર વરસ પર, ચોરાણુ વરસની ઉંમરે, તેમનુ અવસાન થયુ

ઑલીવર વેંડેલ હોમ્સ ગયા સો વરસમા થઈ ગયેલા ઘણાખરા મોટા માણસોને ઓળખતા હતા જુવાનીમા તેમણે રાલ્ફ વોલ્ડો ઇમરસન પાસે કલાકો સુધી બેસીને પુસ્તકો વિષે ચર્ચા કરેલી તેમના પોતના પિતા ડૉ ઑલીવર વેંડેલ હોમ્સ લેખક તરીકે આખી દુનિયામા જાણીતા હતા

ઑલીવરના બચપણમા તેમના પિતાએ બાળકોને કહેલુ કે જમતી વખતે જે બાળક સૌથી વધારે વિનેદવાળુ કંઈક વચન કહેશે તેને માર્મલેડ અથવા મુરબ્બો બીજા કરતા વધારે મળશે ઑલીવરને માર્મલેડ ભાવે, એટલે તેમણે બહુ તીખી જીભ કેળવી. નાનપણની આ તાલીમ તેમને આખી જિંદગી કામ આવી. સિત્તેર વરસની ઉંમરે અમેરિકાની વરિષ્ઠ અદાલતના ગૌરવભર્યા વાતાવરણમા પણ તેમનાથી ટોળટપ્પા ને મશ્કરી કર્યા વિના રહેવાતુ નહીં, અને તેમના ઘણા વચનો અદાલતના હેવાલેમાથી છેકી નાખવા પડતા!

તે હમેશા કહેતા કે 'બુદ્ધિશાળી માણસે ડાહ્યાડમરા થઈને-શા માટે બેસવુ ને જરા વિનોદ કેમ ન કરવો તે મને સમજાતુ નથી.' તેમના વાળ — ધોળા થઈ ગયા ત્યારની વાત છે એક રાતે તે વૉશિંગ્ટનમા ભવાઈ જેવુ એક

નાટક જોવા ગયા. નાટકમાં ફારસનો ભાગ ઠીકઠીક હતો; એટલે આ જજ એવા ખડખડાટ હસવા લાગ્યા કે તેમનું હસવું પાછળની દસ હારના માણસોએ સાંભળ્યું. પછી એકાએક જોડે બેઠેલા સાવ અજાણ્યા માણસ તરફ ફરીને કહે: 'મારી અભિરુચિ હલકી છે તેને માટે હું હંમેશાં પ્રભુનો પાડ માનું છું!' (આ વચન કોણે કહેલું? જે વિખ્યાત ધારાશાસ્ત્રીને ઇંગ્લંડે થોડા જ વખત પર માન આપ્યું હતું અને લિંકન ઇન સમાજના માનાર્હ સભ્ય બનાવ્યા હતા તેમનું!) હું માનું છું અમેરિકાના જાહેર જીવનમાં અગાઉ કોઈ માણસ એવો નહીં થયો હોય જેનામાં પ્રખર બુદ્ધિ અને સાદી સરળતાનું આટલું મિશ્રણ થયેલું હોય.

છેક ૧૮૫૭ માં તેમણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો ત્યારે તેમના પિતા ડઘાઈ ગયેલા, કેમકે તે વખતે લોકોનાં મનમાં વકીલો વિષે લગભગ તિરસ્કાર હતો એમ કહી શકાય. પિતાએ કહ્યું: 'એ રસ્તે ન જઈશ, વેંડી! કાયદાના ધંધામાં પડનાર કદી મોટો થઈ શકે એમ નથી.'

પણ વેંડેલને એવો ખ્યાલ હતો કે કાયદાનો અભ્યાસ કરનાર માણસ પોતાના જીવનને મહાન બનાવી શકે. એમણે એ અભ્યાસ ચાલુ રાખ્યો. બ્લૅકસ્ટનનું કાયદાનું પુસ્તક જાણે નવલકથા હોય, ને તેને પાને પાને રોમાંચ ઉપજાવે એવા પ્રસંગો હોય, તેવી રીતે તેમણે તે વાંચી કાઢ્યું.

૧૮૬૧ માં તે હારવર્ડમાંથી સ્નાતક થઈને બહાર પડવા તૈયાર થઈ ગયા હતા; પણ અમેરિકાનાં સંસ્થાનો વચ્ચે આન્તર વિગ્રહ શરૂ થયો એટલે તેમણે કાયદાની ચોપડીઓ લંડારિયામાં ભરી દીધી, અને સૈનિક બનીને ચાલવા માંડ્યું. તે વખતે સૈનિકોને કોથળા જેવા લેંઘા, આસમાની રંગનાં બદિયાન, અને લાલચોળ ટોપીનો પોશાક અપાતો. આજે એવો પોશાક સૈનિકને માટે બંધબેસતો ન ગણાય. પણ હોમ્સ એવો પોશાક પહેરીને સુદ્ધાં લડી શક્યા. તે ત્રણવાર ઘાયલ થયા; અને એકવાર તો ગોળી એમના હૃદયની એટલી નજીક વાગી કે એમની પાસેથી પસાર થતા એક લશ્કરી ડાક્ટરે કહ્યું: 'એ માણસ તરફ નજર નાખવામાં પણ વખત બગાડવામાં સાર નથી—એ તો ક્યારનો મરી ગયેલો છે!'

મરી ગયેલો? હજુ તો એ સૈનિક ઊંચાઈમાં પણ વધવાનો હતો! ૭ ફૂટ ત્રણ ઈંચની ઊંચાઈએ પહોંચવાને હજુ એકબે ઈંચ બાકી હતા;

અને એમના દેશની જે મોટામા મોટી સેવા એમણે કરી તે તો હજુ કરવાની બાકી હતી ! —કેમકે ૧૮૬૪ મા સભવ છે એમણે જ લિંકનની જિંદગી બચાવી હોય !

જનરલ ગ્રાન્ટ રીચમડમા રોકાયેલો હતો, તેવામા દક્ષિણના કેટલાક સૈનિકોની એક ટુકડીએ ઉત્તર તરફ ધસારો કર્યો, અને છેક વરજીનિયામા આવેલા ઍનેકઝાડ્રિયા ગામ સુધી પહોચી ગઈ—રાજધાનીનું શહેર વૉશિંગટન ત્યાથી દસ જ માઈલ દૂર હતુ

ત્યા, ફૉર્ટ સ્ટીવન્સમાં, ઉત્તરના લશ્કરે તેને અટકાવવાની તૈયારી કરી. પ્રમુખ અબ્રહમ લિંકને લડાઈ કોઈ દહાડો જોયેલી નહીં, એટલે તે પણ ઉતાવળા એ કિલ્લામા પહોચી ગયા કોટના એક બૂરજ ઉપર તે ઊભા હતા ત્યા તોપનો મારો શરૂ થયો લિંકનનુ ઊંચુ પાતળુ શરીર, ને માથે ઊંચે રેશમી ટોપ, એ જોઈને એમને કોઈ પણ માણસ ઓળખી પાડે છતા તે શત્રુઓની તોપના ગોળા સીધા પહોચે એવી જગાએ ખુલ્લામા ઊભા હતા

એક સેનાપતિએ કહ્યુ 'તમને નથી લાગતુ, પ્રમુખ સાહેબ, કે તમે પાછા હટી જાઓ તો સારુ ?' પણ લિંકને જરાયે ધ્યાન ન આપ્યુ ત્યાથી પાચ ફૂટ દૂર એક માણસે મથુ કોટની દીવાલથી સહેજ ઊંચુ કર્યું, ને તે પાછળ ઢળતોકને મરી ગયો ત્રણ ફૂટ દૂર બીજો માણસ પડ્યો

એકાએક લિંકનની પાછળથી જ એક ત્રાડ સભળાઈ 'ઊતરી પડ, એ બેવકૂફ ! આઘો ખસ હારમાથી !' લિંકને પાછા ફરી નજર કરી તો જુવાન કૅપ્ટન હોમ્સને જોયા તે ભયાનક નજરે લિંકન સામે જોઈ રહ્યા હતા, ને તેમની આંખમાથી અગ્નિ ઝરી રહ્યો હતો લિંકને સહેજ હસીને કહ્યુ 'બરાબર છે, કૅપ્ટન ! બીનસૈનિકો જોડે કેમ બોલવુ એ તમને આવડે છે એમ જોઉં છુ !' તરત માથુ હલાવી લિંકન એ જગાએથી ખસી ગયા આ વાત ફેલાઈ ત્યારે હોમ્સને માણસો વીર તરીકે સાબાશી આપવા લાગ્યા પણ એમણે તો એ વાત જ અટકાવી દેતા કહ્યુ 'મને વીર ન કહેશો સૈનિક તરીકેની મારી ફરજ મેં બરાબર બજાવી એમ મને લાગે છે પણ મેં જે કર્યું તેમા કશી મોટી ધાડ મારી નથી '

લડાઈ પૂરી થતાંવાંત, જાણે કશું બન્યુ જ ન હોય એવી રીતે, આ જુવાન માણસે હાથ ખખેરી નાખ્યા, ને પાછો અભ્યાસ શરૂ કર્યો. તેમને ખબર હતી કે કાયદો ભણ્યા પછી ઝાઝા પૈસા મળવાની આશા નથી; કેમકે એ દિવસોમાં એવી કહેવત હતી કે 'કોઈ વકીલ જો પહેલે વરસે ખ ધાખરચ જેટલા પૈસા મેળવે તોયે તેનો ધંધો સંરસ ચાલ્યો કહેવાય '

હોમ્સને તો એટલાયે પૈસા ન મળ્યા. ત્રીસ વરસની ઉંમર થઈ ત્યાં સુધી તે બોસ્ટનમાં રહેવાનું ખરચ પણ કાઢી શકતા નહોતા આ વાત અક્ષરશઃ સાચી છે. ત્રીસ વરસની ઉંમરે તે પોતાની બાળપણની સહચરી ફેની ડિક્સવેલને પરણ્યા ત્યારે બેમાંથી એકેની પાસે પોતાનો કહેવા જેવો એક સેંટ પણ નહોતો. ડૉ. હોમ્સના ઘરમાં ત્રીજે માળે એક ઓરડીમાં તેમને રહેવું પડતું. ફેનીએ વરસ દહાડો બની એટલી બધી કરકસર કરી ત્યારે બે જણ બીજે રહેવાની જગા ભાડે રાખી શક્યાં. એ જગા એટલે પણ એક દવાવળાની દુકાનના મેડા પરની બે ઓરડીઓ જ હતી. પ્રખ્યાત લેખકના દીકરાની આ દશા હતી — ત્રીસ વરસની ઉંમરે એણે કમાવાની શરૂઆત પણ નહોતી કરી.

કંઈક કામ કર્યું હોય તો વખત પસાર થાય, એ વિચારથી તેમણે 'કૉમેન્ટરીઝ ઑફ અમેરિકન લૉ' નામના એક કાયદાના મહાગ્રંથનું સંપાદન કરી તેને અદ્યતન બનાવવાની શરૂઆત કરી. એ મહાભારત કામ હતું. હજારો કેસોનો અભ્યાસ કરી તેના પર ટિપ્પણો લખવાં, ને અદાલતોએ દર્શાવેલા અગણિત અભિપ્રાયો ભેગા કરી નોંધવા, એમાં કંઈ જેવીતેવી મહેનત નહોતી. વરસો વહેતાં ગયાં. કામ પૂરું થવાનાં તો કંઈ ચિહ્ન પણ દેખાય નહીં. એટલે હોમ્સને પોતાને ફિકર થવા લાગી. તે માનતા હતા કે માણસ ચાળીસ વરસનો થાય તે પહેલાં તેણે કંઈક પરાક્રમ કરી બતાવવું જોઈએ; અને એમને ઓગણચાળીસ વરસ તો થયાં હતાં.

'મારાથી કંઈ પરાક્રમ કરી બતાવાશે ખરું, ફેની?' ઘડિયાળમાં મધરાતના ટકોરા વાગે એટલે ટેબલ પરથી માથું ઊંચું કરી તે પત્નીને પૂછતા. ફેની ખોળામાં સીવણ રાખીને બેઠી હોય, તે કહેતી: 'હા જરૂર, વેંડેલ, તમે પરાક્રમ કરી બતાવશો જ. મને તો ખાતરી છે એ વાતની!'

અને એમણે પરાક્રમ કરી બતાવ્યું પણ ખરું. એ પુસ્તક આજે તો અમેરિકન કાયદાના વિષય પર એક મોટો ને પ્રમાણભૂત શિષ્ટ ગ્રંથ મનાય છે. તે હોમ્સની ચાળીસમી વરસગાંઠ પહેલાં પાંચ દિવસ પર જ છાપખાનામાંથી તૈયાર થઈ ને આવ્યો.

હારવર્ડ વિદ્યાપીઠ પર આ ગ્રંથની એવી સરસ છાપ પડી કે તેણે હોમ્સને લખ્યું કે 'તમે જો અહીં આવીને કાયદાના અધ્યાપક થાઓ તો અમે તમને વરસે નવસો પાઉંડનો પગાર આપીશું.' કાયદના અધ્યાપક! હોમ્સને તો એ માનનો વિચાર કરતાં તમ્મર આવી ગયાં. પણ માણસ ચતુર રહ્યા, એટલે જ્યૉર્જ શૅટક નામના મિત્ર પાસે જઈ તેની સલહ પૂછી.

'આ જગા તો લઈ જ લો, વૅડેલ,' શૅટકે કહ્યું. 'પણ એક શરત કરજો. તમને જો માસાચુસેટ્સમાં જજ તરીકે નિમાવાની તક મળે, તો તમને રાજીનામું આપવાની છૂટ હોવી જોઈએ.' જજ નિમાવાની તક! એ વિચારથી જ હોમ્સ ખડખડ હસી પડ્યા. છતાં તેમણે શૅટકની સલાહ માની તે પ્રમાણે કર્યું.

એ કામ એમણે ઘણું જ સારું કર્યું: એથી જ એમનું ભાગ્ય ઊઘડ્યું. આ વાતને પૂરા ત્રણ મહિના થયા નહોતા ત્યાં તો શૅટકે ભર્યે સાસે હારવર્ડ આવી અધ્યાપકને વર્ગમાંથી જ ઘસડી બહાર કાઢ્યા. 'ભારે ખુશખબર છે!' તેણે કહ્યું. 'ઑટીસ લૉર્ડે રાજીનામું આપ્યું છે. તેથી માસાચુસેટ્સની વરિષ્ઠ અદાલતમાં જજની એક જગા ખાલી પડી છે. ગવર્નર તમને નીમવા માગે છે—પણ તેમણે કાઉન્સીલ આગળ બાર વાગ્યા પહેલાં તમારું નામ નોંધાવવું જોઈએ. અત્યારે અગિયાર તો થયા છે!'

એક જ કલાક! હોમ્સે ઝડપથી ટોપ હાથમાં લીધો, ને બે મિત્રો લગભગ દોડતા ગામની શેરીઓ વટાવી ગવર્નરને બંગલે પહોંચ્યા. અઠવાડિયા પછી ઑલીવર વૅડેલ હોમ્સે 'જસ્ટીસ' (ન્યાયમૂર્તિ)ના ઈલકાબ સાથે માસાચુસેટ્સની વરિષ્ઠ અદાલતમાં જગા લીધી. તે હંમેશાં કહેતા કે 'વીજળીના આ એક જ ઝબકારાએ મારું જીવન પલટી નાખ્યું. એ મારી જિંદગીના પરિવર્તનની ઘડી હતી.'

આ અદાલતમાં તે બીજા ન્યાયાધીશોના અભિપ્રાયથી ઘણે પ્રસંગે જુદા પડતા, ને તેને માટે તેમની ભારે ખ્યાતિ થઈ. દાખલા તરીકે, ૧૮૯૬માં એક કેસમાં સવાલ એ ઊભો થયો કે મજૂરોને કોઈ દુકાન ઉપર પિકેટિંગ કરવાનો હક છે કે નહીં ? હોમ્સે જિંદગીમાં એકે દિવસ જાતમહેનત કરી નહોતી, છતાં તેમણે એવો મત દર્શાવ્યો કે મજૂરોને એવો હક છે. એ ચુકાદો આપ્યા પછી તેમણે એક મિત્રને કહ્યું: 'મને ન્યાયાધીશ તરીકે પગારનો વધારો કે ઊંચો હોદ્દો મળવા સામે મેં હમણાં જ હંમેશને માટે દારો મારી દીધો છે.' એમને એમ લાગતું હતું; છતાં તેમણે એ ચુકાદો આપ્યો, કેમકે પોતાના સ્વાર્થનો વિચાર કરીને તસુભર ચળે એવા એ માણસ નહોતા. એમને તો પોતાને સાચું લાગે તે કરવું એ એક જ વાતની પરવા હતી.

છતાં વિચિત્ર વાત તો એ બની કે આ ને બીજા જે ચુકાદા આપ્યાથી પોતાની કારકિર્દી ખલાસ થઈ ગઈ એમ એમને લાગેલું તે ચુકાદાઓએ તો ઊલટો એમને એથીયે આગળ વધવાનો રસ્તો ખુલ્લો કર્યો. તે વેળાએ વૉશિંગ્ટનમાં પ્રમુખ થીઓડોર રૂઝવેલ્ટ મોટી મોટી વેપારી પેઢીઓ સામે લડી રહ્યા હતા, ને એમના જે આગલા ઇજારા જામી ગયેલા તેના ચૂરા કરવા મથી રહ્યા હતા. એટલે એમણે જ્યારે હોમ્સને વિષે સાંભળ્યું ત્યારે તે બોલી ઊઠ્યા: 'એ ખરો જજ છે. મારે એવો જ માણસ જોઈએ છે!'

રૂઝવેલ્ટે બનતી ઝડપે હોમ્સને આખા અમેરિકાની વરિષ્ઠ અદાલતના જજ નીમ્યા — અમેરિકામાં કોઈ પણ જજને મળનારું આ મોટામાં મોટું માન હતું. રૂઝવેલ્ટે તો માની લીધેલું કે 'આ નવા જજ હું કહીશ એવા ચુકાદા આપશે.' પણ એ ધારણા ખોટી પડી. પહેલા જ મોટા કેસમાં હોમ્સે પ્રમુખની વિરુદ્ધ ચુકાદો આપ્યો. રૂઝવેલ્ટ તો રાતાપીળા થઈ ગયા, ને બરાડો પાડીને બોલી ઊઠ્યા કે 'આના કરતાં સારો જજ તો હું કેળાની છાલ ઉખાડીને કાઢી શકત!'

રૂઝવેલ્ટનો મિજાજ હાથથી જતો રહ્યો, પણ લોકો તો રાજીરાજી થઈ ગયા. હોમ્સ એમને ખરેખર ગમે એવા જજ હતા — કોઈનીયે પરવા કરે કે કોઈનાયે તાબેદાર રહે એવા નહીં, પણ પોતાને જ સાચું લાગે તે કરનારા. પછીનાં ત્રીસ વરસ જજ હોમ્સે ઘણીયેવાર બીજા જજોથી જુદા પડીને

સ્વતન્ત્ર ચુકાદા આપ્યા. એ બાબતમાં એમની ખ્યાતિ આખા દેશમાં થઈ ગઈ— દેશની વરિષ્ઠ અદાલતના કોઈ જજને વિષે પ્રજાએ મનમાં એટલો આદર નહીં ધરાવ્યો હોય.

વૉશિંગટન શહેરના જીવનમાં એ બહુ આકર્ષક વ્યક્તિ હતા. છતાં તે કોઈ દહાડો છાપાંવાળાને મુલાકાત આપતા નહીં, કેમકે એમને જાહેરાતનો બહુ અણગમો હતો. છતાં એમના અંગત જીવનને લગતી કેટલીક વાતો બહાર આવ્યા વિના રહે એમ નહોતું. દાખલા તરીકે, એમને ને એમનાં પત્નીને જાનવરોનો બહુ શોખ હતો. તેઓ પખીઓનો મોટો સંગ્રહ રાખતા, એટલું જ નહીં પણ બે વાંદરા ને ત્રણ ઊડતી ખિસકોલીઓ પણ રાખતાં. એ ખિસકોલીઓ એમના સૂવાના ઓરડામાં ઊડાઊડ કરતી. કેટલીકવાર જજ દિવસે સૂઈ જાય, કેમકે આગલી રાતે પૂરતી ઊંઘ આવી ન હોય — ત્યારે આ ખિસકોલીઓ ધમાધમ કરતી એમની પથારી પર પડીને એમને ઘણીવાર ઊંઘમાંથી જગાડે.

હોમ્સને એંસી વરસ થઈ ગયાં તોયે તે લિફ્ટમાં ચડતા નહીં, પણ દાદરા પર એકીસાથે બબ્બે પગથિયાં કૂદી જતા. ક્યાંક આગ લાગ્યાના ઘંટ વાગવા માંડે ત્યારે હંમેશાં તેઓ ને તેમનાં પત્ની ઘરની બહાર નીકળીને આગવાળી જગાએ દોડી જાય. આ સંસ્કારી જજ જ્યારે અદાલતમાં ન હોય ત્યારે બોસ્ટનના કોઈ ભદ્ર પુરુષ કરતાં ચાંચિયાને જ વધારે મળતી ભાષા વાપરે. પોતાના મન્ત્રીઓને (પછીથી ઍટર્ની–જનરલ થયા તે ફ્રાન્સીસ બિડલ જેવાઓને પણ) દીકરા (સની), અલ્યા એ જુવાન (યંગ ફેલર), અને મૂરખ છોકરા (ઇડિયટ બૉય) કહીને હંમેશાં બોલાવતા.

એકવાર એક છાપાવાળાએ હસીને કહ્યું: 'હા, હા! એ જ પેલા જુવાન જજ છે. એમના કરતાં ઘરડા બીજા જજોથી હંમેશાં જુદા ચુકાદા આપે છે તે જ એ!' હોમ્સે આ શબ્દો સાંભળ્યા ત્યારે એમને રમૂજ પડી ને તે સારી પેઠે હસ્યા; કેમકે તે વખતે તેમની ઉંમર સત્યાશી વરસની હતી, ને એ અદાલતના જજોમાં ઉંમરે લગભગ સૌથી મોટા હતા.

હોમ્સ હંમેશાં કહેતા: 'પ્રભુ પોતે મને ચાલ્યા જવાનું કહેશે ત્યાં સુધી હું રાજીનામું આપવાનો નથી!' એક્કાણુ વરસની ઉંમરે તેમની તબિયત

લથડવા માંડી. તેઓ જજની બેઠક પરથી ઊતરતા ત્યારે તેમને બીજા બે જજ ટેકો આપતા. એક દિવસે તેમણે કારકુનને કહ્યું: 'હું કાલે નહીં આવું......હું કાલે નહીં આવું.' અને એ ફરી કદી અદાલતમાં ગયા નહીં.

બે વરસ પછી આ બુઝર્ગને ત્રાણુ વરસ પૂરાં થયાં. ફ્રેન્કલીન રૂઝવેલ્ટ તે વેળા તરતમાં જ અમેરિકાના પ્રમુખ થયા હતા. તે હોમ્સને વન્દન કરવા આવ્યા. તે વેળા હોમ્સ પોતાના અભ્યાસગૃહમાં બેઠા બેઠા પ્લેટોનું એક પુસ્તક વાંચતા હતા. રૂઝવેલ્ટે પૂછ્યું: 'મિસ્ટર જસ્ટીસ, કહો મને તમે પ્લેટો શા માટે વાંચો છો?'

હોમ્સે જવાબ દીધો: 'મારું મન સુધારવા માટે!'

વિચાર કરો! ત્રાણુ વરસની ઉમરે પોતાનું મન સુધારવા માટે!

ખરી વાત છે. ઓલીવર વેંડેલ હોમ્સના કરતાં અધિક ચારિત્રવાન પુરુષ અમેરિકાએ કદી પેદા કર્યો નથી, તેમ એ દેશના કાયદાઓ પર જેની વધારે અસર પડી હોય એવો પણ કોઈ પેદા કર્યો નથી. એમના ચુકાદાઓની અસર એ દેશના જીવન પર હજુ ઘણાં વરસ સુધી રહેશે. એ ઉપરાંત એક બીજી પણ વાત જાણવા જેવી છે:

જજ હોમ્સનું અવસાન થયું ત્યારે તેમણે પોતાની દોલત—૫૦ હજાર પાઉંડ—વીલ કરીને અમેરિકાની સરકારને આપી દીધી. પોતાનાં બધાં પુસ્તકો તેમણે અમેરિકાની કોંગ્રેસના પુસ્તકાલયને આપી દીધાં—એટલા માટે કે જે લોકોની તેમણે આટલી ઉજ્જ્વલ સેવા કરી હતી તે લોકો એ પુસ્તકોનો ઉપયોગ કરે.

# જીમી ડૂલીટલ

૧૯૪૧ના ડિસેંબરમાં જપાનીઓએ પર્લ હારબર પર હુમલો કર્યો ત્યારે જીમી ડૂલીટલ હવાઈ કાફલાની રીઝર્વ ટુકડીમાં મેજર હતા. તેમણે મિત્રોને કહ્યું: 'હું બેય પગથી આ વસ્તુમાં દાખલ થવાનો છું. હું ઢગલો બૉંબ લઈને ટોકિયો જવાનો છું.'

તે પછી બરાબર ચાર મહિના ને અગિયાર દિવસે તે ઢગલો બૉંબ લઈને ટોકિયો ગયા પણ ખરા. જપાનના ૨,૬૦૦ વરસના ઇતિહાસમાં તેના પર આ પહેલવહેલા બૉંબ પડ્યા. તેનાથી ટોકિયોમાં ત્રાસ ફેલાઈ ગયો. એક મનવારને આગ લાગી; વિમાનો બનાવવાનું એક કારખાનું ભાંગીને ચૂરા થઈ ગયું; અને તેલની ટાંકીઓમાંથી નીકળતા ધુમાડા હવામાં હજારો ફીટ ઊંચે પહોંચ્યા. એ હુમલો એવો વિનાશક નીવડ્યો કે હવાઈ હુમલા સામે બચાવ કરનાર જપાની ખાતાના અમલદારે આપઘાત કર્યો.

ડૂલીટલને બ્રિગેડિયર-જનરલનો હોદ્દો મળ્યો; અને તેમને ઉત્તર આફ્રિકામાંના અમેરિકન હવાઈ કાફલાના કપ્તાન નીમવામાં આવ્યા. અમેરિકન લશ્કર સીસીલીમાં ઊતર્યું ત્યારે તેમનાં બૉમ્બરોએ તેનું રક્ષણ કર્યું; અને તેમનાં વિમાનોએ ઇટલીને શરણે આવવાની ફરજ પાડી.

કેટલાંક વરસ પર હું જીમી ડૂલીટલને મળ્યો હતો. એમના જેવા અજબ માણસો મેં થોડા જોયા છે. એમની જિંદગીનો જે સૌથી અજબ બનાવ હું જાણું છું તે વરસો પહેલાં દક્ષિણ અમેરિકાના ચીલી દેશમાં બનેલો. ઉત્તર અમેરિકા ને યુરોપના વિમાનીઓનું એક મંડળ એક હોટેલમાં જાફત ઉડાવવા ભેગું થયું. દરેક જણ પોતાની કંઈક ને કંઈક બહાદુરી બતાવતો હતો. જીમી ડૂલીટલને અંગકસરતના ખેલ બહુ આવડે. એટલે એમણે તો ઓચિંતાથી બે માળ પર આવેલી બારી પર કૂદકો મારતાંકને હાથ તેના પર ટેકવી ગુલાંટ ખાધી ને પગ ઊંચે હવામાં અદ્ધર રાખ્યા. પછી બારીની બે બાજુ એ હાથ વડે પકડી, ધીરે ધીરે શરીર સીધું કર્યું, અને તેને બહારના રસ્તા પર સીધું અદ્ધર લટકતું રાખ્યું. હોટેલ માત્ર ઉનાળામાં જ વપરાતી. એટલે બારીનું લાકડું જૂનું થઈને ખોદાઈ ગયેલું, તે એકાએક તૂટી ગયું. જીમીએ

બારીનો ઊમરો પકડી લીધો, અને પગ હવામાં અદ્ધર લટકતા રાખ્યા. ઉપર આકાશ, ને નીચે પચીસ ફૂટ પર રસ્તાની છોવાળી ફરસ. એક પળ પછી તેમની આંગળીઓ છૂટી ગઈ, અને તે ધબ દઈને રસ્તા પર પડ્યા. તેમનાં બંને ઘૂંટણ ભાંગી ગયાં.

મેં જીમી ડૂલીટલનાં પત્નીને પૂછ્યું: 'પોતે પડવાના છે એવી ખબર એમને પડી ત્યારે એમણે મદદ માટે બૂમ કેમ ન પાડી?' એમણે કહ્યું: 'જીમી મદદ માટે બૂમ પાડવા કરતાં તો મરવું વધારે પસંદ કરત. આ અકસ્માત વીસ વરસ પર થયેલો. એમનાં પત્ની કહે છે કે એ આજે પણ કઠણ ફરસ પર બહુ ચાલે છે ત્યારે એમનાં ઘૂંટણમાં દુખાવો થાય છે.

જીમી ડૂલીટલ ચીલીમાં શા સારુ ગયા હતા? યુરોપની બનાવટનાં વિમાનોની હરીફાઈમાં અમેરિકન વિમાનો માટે ઑર્ડર મેળવવા એમને ત્યાં મોકલવામાં આવ્યા હતા. જર્મની, ઇગ્લંડ અને ફ્રાન્સના ચુનંદા વિમાનીઓ ચીલીના પ્રમુખ આગળ પોતપોતાનાં વિમાનોની શ્રેષ્ઠતા બતાવવા સારુ આવ્યા હતા.

પ્રદર્શનને માટે નક્કી કરેલો દિવસ આવી પહોંચ્યો. એ પ્રદર્શનમાં જીમી ડૂલીટલ હાજર હોય એવી તો કલ્પના જ કોઈને નહોતી. શી રીતે હોઈ શકે? એ તો બે ભાંગેલાં ઘૂંટણ લઈને ઇસ્પિતાલમાં પડ્યા હતા. પણ જીમીએ એમને આબાદ બનાવ્યા. તેમણે એક નાની કરવત વડે ઘૂંટણ પરથી પ્લાસ્ટર કાઢી નાખ્યું, અને માણસો પાસે પોતાના શરીરને પ્રદર્શનની જગાએ લેવડાવી વિમાનમાં મુકાવ્યું. ઘૂંટણને સુકાનના દાંડા સાથે પટાથી બાંધી દીધાં, અને પછી હવામાં એવું જુદ્ધ મચાવ્યું કે દક્ષિણ અમેરિકામાં એવું પરાક્રમ કોઈએ અગાઉ જોયું નહોતું. તેમને પોતાનાં વિમાનો માટે ઑર્ડર અચૂક મળ્યા પણ તે વિમાનમાંથી ઊતર્યા ત્યારે બંને ઘૂંટણ પાછાં ભાંગી ગયેલાં. ઇસ્પિતાલમાં પાછા ગયા. ત્યાં સર્જન એવો ગુસ્સે થયેલો કે તેણે પ્લાસ્ટર ઑફ પારીસ ફરી તૈયાર કરીને લગાડવાની ના પાડી. જીમીએ એક મિત્રને બજારમાં મોકલી સ્ત્રીઓને પહેરવાની કાંચળી મંગાવી, તેમાંથી લોઢાના ઝીણા તાર કાઢી લીધા, ને તે ઘૂંટણની આસપાસ જોરથી તાણી બાંધ્યા. પછી ફરીવાર માણસોએ એમને ઉપાડી વિમાનમાં મૂક્યા: અને તે કોઈની જોડે એક શબ્દ પણ બોલ્યા

વિના, ઍંડીઝ પર્વત વટાવીને પદરસો માઈલ દૂર આવેલા બોલિવિયા દેશમા ત્યાની સરકારને વિમાનો વેચવા ગયા પણ ત્યાના લોકોએ એમને જાસૂસ માની તેમનો જીવ લેવાનો પ્રયત્ન કર્યો, એટલે એ વિમાન પાછુ ફેરવીને ચીની પાછા આવ્યા આ બધુ સાહસ તેમણે બને લૂગ્ણ લોઢાની પટીઓ વડે દુકાનના દાડા જોડે બાધી રાખીને કર્યું।

જીમી ડૂલીટલ પહેલવહેલા જ્યા ભણેલા તે નિશાળ અલાસ્કામા હતી તે અલાસ્કામા આઠ વરસ રહ્યા, કેમકે ત્યા સોનાની શોધ થઈ ત્યારે માણસોએ ધેના થઈને જે ધસારો કરેલો તેમા એમના બાપ પણ સામેલ થયા હતા જે છોકરા જીમીને મોટા થઈને ટોકિયો પર બૉમ્બ વરસાવવાનુ નિર્માયેલુ હતુ, તેને છેક પૂર્વમા આવેલા, ખાણો પાસેના, ઠેકાણા વગરના પડાવોમા રખડવુ બહુ ગમતુ તેને લડવાનો શોખ હતો, અને નિશાળમા તે છેક નાનામા નાના હતા ત્યારથી તેમને એમ લાગતુ કે બીજા છોકરાઓને માર મારીને મારે મારુ પાણી બતાવવુ જોઈએ એક શનિવારની રાતે તેમણે રસ્તા પર બે છોકરાઓને ધીબ્યા, એટલે પોલીસના સિપાઈએ એમને પકડી જેલમા પૂર્યા પછી એને જીમી પર દયા આવી, એટલે તેની માને ટેલીફોન કર્યો તેણે કહ્યુ 'જુઓ, મિસિસ ડૂલીટલ, મારે તમને એક માઠા સમાચાર આપવાના છે તમારો છોકરો જીમી રસ્તા પર મારામારી કરતો હતો, એટલે તેને જેલમા પૂર્યો છે ' શનિવાર રાતની આ વાત હતી જીમીના મા આઈરીશ હતા તે પોતાના છોકરાનો સ્વભાવ સારી રીતે જાણતા હતા તેમણે કહ્યુ 'બહુ સારુ, સાર્જન્ટ તમે મને ખબર આપી તેને સારુ હુ આભારી છુ હુ સોમવારે સવારે આવીને મારા છોકરાને છોડવી જઈશ, જેથી એ નિશાળે જઈ શકશે '

જીમી ડૂલીટલ કૅલીફોર્નિયા પાછા આવ્યા ત્યા તેમણે હાઈસ્કૂલમા મુક્કાબાજીનુ પહેલુ ઇનામ મેળવ્યુ, અને ઇનામો માટે મુક્કાબાજીનો ધધો કરવો એવો નિશ્ચય કર્યો પણ એમના બાપના મનમા હજુ સોનુ મેળવવાની ઝખના કાયમ હતી, એટલે તેમણે જીમીને ખાણના ઇજનેર થવા સમજાવ્યા જીમીએ કૅલીફોર્નિયાની વિદ્યાપીઠમા ખાણો માટેની નિશાળમા ત્રણ વરસ અભ્યાસ કર્યો પછી એક દિવસ તેમણે વ્યાયામશાળામા ટેકિયુ કર્યું ત્યા

સરામાં સારા મુક્કાબાજો પોતાની આવડતનું પ્રદર્શન કરી રહ્યા હતા. સ્ટેનફર્ડ અને કેલીફોર્નિયાની વિદ્યાપીઠો વચ્ચે થોડા જ વખતમાં મુક્કાબાજીની હરીફાઈ થવાની હતી, અને પોતાના હરીફને સખત હાર ખવડાવવી એવી કેલીફોર્નિયાની ધારણા હતી. મુક્કાબાજી શીખવનાર ઉસ્તાદે એક બાજુ નજર કરી સ. જીમીને જોઈ તેનું માપ કાઢી લીધું. જુવાન ઠીંગણો હતો ખરો, પણ લશ્કરી હતો. ઉસ્તાદે કહ્યું: 'જુઓ, દ્રુલીટલ, તમે આમાંથી એકાદ મોટા માણસ જોડે મુક્કાબાજીમાં કેમ ઊતરતા નથી?' જીમીએ અખાડામાં ઊતરીને પહેલા નંબરના ઉમેદવારને પહેલા જ દાવમાં ચિત કરી નાખ્યો. પછી બીજા ઉમેદવાર જોડે મુક્કાબાજી કરી, ને તેને પણ પહેલે જ સપાટે ચિત કર્યો. બીજે દિવસે ત્રીજા ઉમેદવારને બીજા દાવમાં ચિત કર્યો.

એટલામાં તો આખી વિદ્યાપીઠમાં હોહા થઈ ગઈ. જીમી દ્રુલીટલના જેવી મુક્કાબાજીની આવડત ત્યાં હજુ લગી કોઇએ બતાવી નહોતી. થોડા દિવસ પછી કોલેજો વચ્ચે મુક્કાબાજીની હરીફાઈ શરૂ થઈ; અને જીમી, સ્ટેનફર્ડથી આવેલા મોટા મુક્કાબાજનો સામનો કરવા, ધીરે રહીને અખાડામાં ઊતર્યો. જીમીની ઊંચાઈ ફક્ત સાડાપાંચ ફૂટ હતી, ને સામેનો માણસ લગભગ છ ફૂટ ઊંચો હતો. પ્રેક્ષકો હસી પડ્યા. તેમને લાગ્યું આ મશ્કરી હશે. સ્ટેનફર્ડના મોટા મુક્કાબાજને પણ મશ્કરી લાગી. એને થયું: 'શું? મારે ખરેખર આવા ઠીંગુજી જોડે લડવાનું છે? ભલે, પ્રેક્ષકોને રમૂજ કરાવવા જરા એની જોડે લડી લઈશ.'

લડાઈની શરૂઆત માટે ઘંટ વાગ્યો. જીમી દ્રુલીટલે એકદમ ધસારો કર્યો, જમણા હાથથી મુક્કો મારવાનો ખોટો ડોળ કર્યો, ને સામા પહેલવાનનું ધ્યાન તે તરફ ગયું ત્યાં તો ડાબે હાથે એની હડપચી પર એવો મુક્કો માર્યો કે એ માણસ ધડાક દઈને જમીન પર પડ્યો. સ્ટેનફર્ડ યુનીવર્સીટીના એ યોદ્ધાને જ્યારે ભાન આવ્યું ત્યારે તેની આવરદામાંથી થોડીક ઘડીઓ ઓછી થઈ ચૂકી હતી, હરીફાઈ ખલાસ થઈ હતી, ને પ્રેક્ષકો ઘેર જઈને ઊંઘી ગયા હતા.

બ્રિગેડિયર-જનરલ જેમ્સ દ્રુલીટલને બે દીકરા છે. એક હવાઈ પલટણમાં છે, ને બીજો વેસ્ટ પોઇન્ટની લશ્કરી નિશાળમાં છે. છોકરાઓ નાના હતા

ત્યારથી જીમીએ તેમને લડવાની તાલીમ આપવા માંડેલી. તેમનાં પત્નીએ મને કહ્યું કે છોકરા ૭ જ વરસના હતા ત્યારે જીમી નીચા નમી પડતા, ને છોકરાઓને મુક્કાબાજી શીખવતા. મોટા છોકરાને તેમણે કહેલું કે 'તુ જે દિવસે બાપાજીને મુક્કો મારીને નીચે પાડી શકીશ તે દિવસે હું તને ટટ્ટુ ભેટમાં આપીશ.' છોકરો ટટ્ટુ તો ન મેળવી શક્યો, પણ એક દિવસ મુક્કાબાજીમાં તેણે બાપનો એક દાંત પાડી નાખ્યો. જીમીને એથી ખેદ થયો ખરો? ખેદ કેવો? એમને તો ઊલટો ગર્વ ઊપજ્યો! બીજે દિવસે તેમણે એક પરિષદમાં હાજરી આપી, ત્યાં બધાને પડેલા દાંતની જગા બતાવી બડાઈ હાંકતાં કહ્યું: 'એ કામ મારા દીકરાએ કર્યું છે!'

જીમી ડૂલીટલની કારકિર્દી લાંબી ને ચીવાઓડા જેવી છે. તે દરમ્યાન તેમણે હવામાં ઊડવાના કામમાં પાંચવાર પહેલો નંબર મેળવ્યો છે. તે આ પ્રમાણે:

૧ અમેરિકા ખંડને એક છેડેથી બીજા છેડા સુધી ઊડવાની પહેલ તેમણે કરી.

૨ વિમાન ચલાવવામાં અમુક એક જાતની ગુલાંટ લેવી એમાં એટલું બધું જોખમ ગણાતું કે વિમાનીઓ તો એમ જ માનતા કે એવી ગુલાંટ લેવા જનાર માણસના ભૂકા જ ઊડી જાય. એ ગુલાંટ લેવાની પહેલ એમણે કરી એથી એ મરી તો ન ગયા, પણ એમને થોડા દિવસ ઇસ્પિતાલમાં રહેવું પડ્યું ખરું.

૩ વિમાનની બહાર નજર નાખીને તમે ક્યાં જાઓ છો એ જોયા વિના, માત્ર યન્ત્રોની મદદથી વિમાન ચલાવવું ને ઉતારવું શક્ય છે, એમ એમણે સૌથી પહેલું પુરવાર કરી બતાવ્યું.

૪ જમીનની ઉપર ઊડનાર વિમાનને કલાકે ત્રણસો માઈલની ઝડપે ચલાવનાર સૌથી પહેલા એ હતા.

૫ જપાન પર પહેલવહેલા બૉમ્બ એમણે નાખ્યા.

જનરલ ડૂલીટલને ઢગલાબંધ માન મળ્યાં છે, છતાં તે બહુ નમ્ર ને નિખાલસ માણસ છે. ચીઝાર્ડ વરસ વર ફ્રેન્ચ હોર્ડ્સ નામના પ્રસિદ્ધ વિમાનીએ 'વન્સ ટુ એવરી પાઈલટ' નામની એક ચોપડી લખી. તેણે જીમીને તેમના

અનુભવો વિષે એક પ્રકરણ લખી આપવાનો ઘણો આગ્રહ કર્યો. પણ જીમીએ તો બીજા જ એક માણસનાં પરાક્રમનું વર્ણન કર્યું; અને તેમાં પોતાનું નામ સરખું ન આવવા દીધું.

જીમી પોતાની ભૂલોને માટે ગમે તેવાં બહાનાં કાઢતા નથી કે વાંકમાંથી છટકી જવા માગતા નથી. દાખલા તરીકે, તે ૧૯૨૨ માં કાયમી લશ્કરમાં પહેલા લેફ્ટેનન્ટ હતા ત્યારે તેમણે ફ્લોરીડામાં આવેલા જેકસનવીલ ગામથી રાતે ઉપાડેલું એક વિમાન ભાંગી ગયું. તેમના સોબતી અમલદારોએ એમને ભાંગેલા વહાણ પાસે ઊભેલા જોઈને પુછ્યું: 'વહાણ કેમ કરતાં ભાંગી ગયું?' જીમીએ વિમાનનો વાંક ન કાઢ્યો, પણ કહ્યું: 'વિમાન ચલાવનારનો જ વાંક, બીજું શું?'

રિપોર્ટો લખવાના હોય ત્યારે જીમી તેને ટૂંકા ને મુદ્દાસર બનાવે છે. ૧૯૨૯ માં ક્લીવલૅન્ડમાં થયેલી હવાઈ શરતો દરમ્યાન, અમેરિકાના લશ્કરે એક ખાસ વિમાન બનાવ્યું જે ચલાવીને ડૂલીટલ પોતાની બધી કાબેલિયત બતાવી શકે. જે મેદાનમાં પ્રદર્શન થવાનું હતું ત્યાં પહોંચ્યા ત્યાં સુધી તેમણે આ વિમાન જોયું પણ નહોતું. તેમણે ઉતાવળમાં તેને અજમાયશ માટે ઉડાડ્યું, તે મિનિટે ત્રણ માઈલની ઝડપે નીચે ઊતરવા ગયા. વિમાનની એક પાંખ અચાનક તૂટી ગઈ. જીમી ઊછળીને વિમાનની બહાર પડ્યા, ને 'પૅરેશૂટ' વાટે નીચે આવ્યા, બીજું વિમાન લઈને પોતાને જે કંઈ કરી બતાવવાનું હતું તે બતાવ્યુ. પેલા અકસ્માત વિષે પૂરો રિપોર્ટ લશ્કરના અધિકારીઓએ માગ્યો. જીમીએ તે મોકલી આપ્યો. તેમાં લખ્યું: 'પાંખ તૂટી ગઈ, હું ઊછળીને બહાર પડ્યો.'

લોકોને બનાવવાનું પણ જીમીને ગમે છે. થોડાં વરસ પર મોટા મોટા વૈજ્ઞાનિકો ને વિમાનશાસ્ત્રના નિષ્ણાતો આગળ ભાષણ આપવા તેમને બોલાવ્યા હતા. આધુનિક સ્ફોટક પદાર્થોની શક્તિ વિષે તેમણે ભાષણ આપ્યું, તેના નમૂના બતાવ્યા, અને અમેરિકન લશ્કર તે વખતે જે નવી જાતના બૉમ્બ બનાવતું હતું તેનું વર્ણન આપ્યું. પછી તેમણે એક નાની ડબી બતાવીને કહ્યું: 'પણ આ એક નવી જાતનો સ્ફોટક પદાર્થ છે; એના જેવો જલદ પદાર્થ આજ લગી બીજો શોધાયો નથી. હું આ ડબી અહીં ભોંય પર નાખું, તો આ હોટેલના ફુરચા ઊડી જાય.' ડબીમાં ખરેખર તો પાણી સિવાય કશું નહોતું. ત્રીસ

ત્યારથી જીમીએ તેમને લડવાની તાલીમ આપવા માંડેલી. તેમનાં પત્નીએ મને કહ્યું કે છોકરા ૭ જ વરસના હતા ત્યારે જીમી નીચા નમી પડતા, ને છોકરાઓને મુક્કાબાજી શીખવતા. મોટા છોકરાને તેમણે કહેલું કે 'તુ જે દિવસે બાપાજીને મુક્કો મારીને નીચે પાડી શકીશ તે દિવસે હુ તને ટટ્ટુ ભેટમાં આપીશ.' છોકરો ટટ્ટુ તો ન મેળવી શક્યો, પણ એક દિવસ મુક્કાબાજીમાં તેણે બાપનો એક દાંત પાડી નાખ્યો. જીમીને એથી ખેદ થયો ખરો ? ખેદ કેવો ? એમને તો ઊલટો ગર્વ ઊપજ્યો ! બીજે દિવસે તેમણે એક પરિષદમાં હાજરી આપી, ત્યાં બધાને પડેલા દાંતની જગા બતાવી બડાઈ હાંકતાં કહ્યું : 'એ કામ મારા દીકરાએ કર્યું છે !'

જીમી ડૂલીટલની કારકિર્દી લાંબી ને વાવાઝોડા જેવી છે. તે દરમ્યાન તેમણે હવામાં ઊડવાના કામમાં પાંચવાર પહેલો નંબર મેળવ્યો છે. તે આ પ્રમાણે :

૧ અમેરિકા ખંડને એક છેડેથી બીજા છેડા સુધી ઊડવાની પહેલ તેમણે કરી.

૨ વિમાન ચલાવવામા અમુક એક જાતની ગુલાંટ લેવી એમાં એટલું બધું જોખમ ગણાતુ કે વિમાનીઓ તો એમ જ માનતા કે એવી ગુલાંટ લેવા જનાર માણસના ભૂકા જ ઊડી જાય. એ ગુલાંટ લેવાની પહેલ એમણે કરી એથી એ મરી તો ન ગયા, પણ એમને થોડા દિવસ ઇસ્પિતાલમાં રહેવું પડ્યું ખરું.

૩ વિમાનની બહાર નજર નાખીને તમે ક્યાં જાઓ છો એ જોયા વિના, માત્ર યન્ત્રોની મદદથી વિમાન ચલાવવું ને ઉતારવું શક્ય છે, એમ એમણે સૌથી પહેલું પુરવાર કરી બતાવ્યુ.

૪ જમીનની ઉપર ઊડનાર વિમાનને કલાકે ત્રણસો માઈલની ઝડપે ચલાવનાર સૌથી પહેલા એ હતા.

૫ જપાન પર પહેલવહેલા બૉમ્બ એમણે નાખ્યા.

જનરલ ડૂલીટલને ઢગલાબંધ માન મળ્યાં છે, છતાં તે બહુ નમ્ર ને વિનયશીલ માણસ છે. થોડાંક વરસ પર ફ્રેન્ક હૉક્સ નામના ˆ ˜ ‹ વિમાનીએ 'વન્સ ટુ એવરી પાઇલટ' નામની એક ચોપડી લખી. ત

# માર્ક ટ્વેઇન

અમેરિકાએ જે સર્વોત્તમ પુરુષો ઉત્પન્ન કર્યા તેમાંના એકની જીવનકથાનો ચિતાર આપવા માટે હોલીવૂડે ચાર લાખ પાઉંડનુ ખરચ કર્યું. એ પુરુષ તેમની પેઢીમાં સૌથી પ્રસિદ્ધ સાહિત્યકાર હતા, અને એમનાં હાસ્યરસનાં પુસ્તકો જેટલાં વંચાયાં છે તેટલાં કદાચ બીજા કોઈ લેખકનાં નહીં વંચાયાં હોય.

તે બાર વરસના થયા ત્યાં સુધી પાટિયાંની બનાવેલી ઝૂંપડીમાં બેસતી શાળે ગયેલા. નિશાળની કેળવણી તેમને મળી હોય તો તે આટલી જ.

ઑક્સફર્ડ અને યેઇલની વિદ્યાપીઠોએ તેમને માનાર્થે પદવીઓ આપી;

સેકંડ પછી ડબ્બી ભોંય પર પડી. ડબ્બી પડે તે જ પળે ઘરની બત્તીઓ ગુલ થઈ જાય એવી ગોઠવણ જીમીએ અગાઉથી કરી રાખી હતી; અને વ્યાસપીઠની પાછળ ઊભા રહેલા એક મિત્રે ખાલી કારતુસથી ભરેલી, બેવડી નળીની બંદૂકનો ભડાકો પણ તે જ વખતે શ્રોતાઓનાં માથાં પર કર્યો. એ ધમાલમાં એક માણસને બીજાની સળગતી બીડી ચંપાઈ, એટલે તે બોલી ઊઠ્યો : 'મને બંદૂકની ગોળી વાગી છે!'

જીમી એમનાં પત્નીને 'ડચેસ ઑફ ડૂલીટલ' કહીને બોલાવે છે. મેં 'ડચેસ'ને પૂછ્યું કે 'જીમી કદી ચિન્તા કે ઉચાટ કરે છે ખરા?' તેમણે જવાબ દીધો : 'મેં જીમીને કશી વાતની ચિન્તા કે ઉચાટ કરતા કદી જોયા નથી, અને મેં એમને કશાથી બીતા પણ જોયા નથી.'

જીમીની હિંમત પાછળ જ્ઞાન, તૈયારી ને અનુભવનો આધાર રહેલો છે.

તે ૧૯૪૨માં માસાચુસેટ્સના ઇન્સ્ટીટ્યુટ ઑફ ટેકનૉલૉજીમાંથી માસ્ટર ઑફ સાયન્સની પદવી લઈને બહાર પડ્યા. બીજે વરસે એ જ સંસ્થાએ તેમને ડૉક્ટર ઑફ સાયન્સની પદવી આપી. ત્રણ વરસ પર તેમને ઇન્સ્ટીટ્યુટ ઑફ ઍરોનૉટીકલ સાયન્સના પ્રમુખ તરીકે ચૂંટવામાં આવ્યા. વિમાનોના ઉદ્યોગમાં માણસને જે મોટામાં મોટાં માન મળી શકે છે તેમાંનું આ એક માન છે.

૧૯૪૨ના ઉનાળામાં જનરલ ડૂલીટલને ગગનહીમ ચંદ્રક તેમની વિમાની તરીકેની અનેકવિધ કુશળતા માટે અપાયો. એ [illegible] ઘણી ઊંચી કોટિનું ગણાય.

# માર્ક ટ્વેઇન

અમેરિકાએ જે સર્વોત્તમ પુરુષો ઉત્પન્ન કર્યા તેમાંના એકની જીવનકથાનો ચિતાર આપવા માટે હૉલીવૂડે ચાર લાખ પાઉંડનું ખરચ કર્યું. એ પુરુષ તેમની પેઢીમાં સૌથી પ્રસિદ્ધ સાહિત્યકાર હતા, અને એમનાં હાસ્યરસનાં પુસ્તકો જેટલાં વંચાયાં છે તેટલાં કદાચ બીજા કોઈ લેખકનાં નહીં વંચાયાં હોય.

તે બાર વરસના થયા ત્યાં સુધી પાટિયાંની બનાવેલી ઝૂંપડીમાં બેસતી નિશાળે ગયેલા. નિશાળની કેળવણી તેમને મળી હોય તો તે આટલી જ. છતાં ઑક્સફર્ડ અને યેઇલની વિદ્યાપીઠોએ તેમને માનાર્થે પદવીઓ આપી; અને તેમનો સહવાસ મેળવવા જગતના સૌથી વિદ્વાન પુરુષો ઈંતેજાર રહેતા. તેમણે ચોપડીઓ લખીને લાખો પાઉંડ મેળવ્યા. તેમની કલમમાંથી નીકળેલી કૃતિઓએ જેટલી આવક આપી હશે તેટલી દુનિયાના બીજા કોઈ લેખકની કૃતિઓએ નહીં આપી હોય. તેમનું અવસાન ચોત્રીસ વરસ પર થયું; છતાં તેમની ચોપડીઓની રૉયલ્ટી તથા સિનેમા ને રેડિયોના હક્કોમાંથી તેમના વારસોની પાસે સોનાનો વરસાદ વરસે છે.

આ લેખકનું ખરું નામ સૅમ્યુઅલ લૅન્ગહૉર્ન ક્લેમેન્સ હતું, પણ જગત તેમને માર્ક ટ્વેઇન એ નામે ઓળખે છે.

માર્ક ટ્વેઇનની આખી જિંદગી સાહસમય હતી. તેમનો જીવનકાળ એ અમેરિકન ઇતિહાસના સૌથી જાજ્વલ્યમાન અને રંગબેરંગી યુગોમાંનો એક હતો. તેમનો જન્મ ૧૧૦ વરસ પર મિસૂરી સંસ્થાનના, મીસીસીપી નદી પાસે આવેલા, એક નાના ગામડામાં થયો હતો. અમેરિકામાં પહેલવહેલી રેલવે નખાયાને ત્યારે સાત જ વરસ થયાં હતાં; અને અબ્રાહમ લિંકન હજુ ખુલ્લે પગે હળ ચલાવતા મજૂર જ હતા.

માર્ક ટ્વેઇને સાહસોથી ભરેલી પંચોતેર વરસની જિંદગી ભોગવી, ને ૧૯૧૦માં કનેક્ટીકટમાં અવસાન પામ્યા. તેમણે તેવીસ ચોપડીઓ લખી. તેમાંની કેટલીક તો ભુલાઈ ગઈ છે. પણ તેમની બે ચોપડીઓ—'હકલબેરી ફીન' અને 'ટૉમ સૉયર'—કદાચ સાહિત્યમાં અમર થઈ જશે, અને છોકરાઓ તે છોકરાઓ છે ત્યાં સુધી તે વંચાવી ને સંઘરાવી ચાલુ રહેશે. આ બે ચોપડીઓ

લેખકે પોતાના અનુભવો પરથી લખેલી. એ એમણે 'લખેલી' એમ પણ ન કહેવાય—એ તો ધડાકા કરીને એમના અંતરમાંથી નીકળેલી.

મિસૂરી સંસ્થાનના ફ્લોરીડા ગામમાં, એક નાની બે ખંડની ઝૂંપડીમાં માર્ક ટ્વેઈનનો જન્મ થયો હતો. તેમને બચપણમાં જે જાતના ઘોલકામાં રહેવું પડેલું તેવી જગામાં આજનો સુધરેલો ખેડૂત પોતાની ગાયોને કે પોતાનાં મરઘાંને પણ ન રાખે. એ બે અંધારી ઓરડીઓમાં આઠ જણ રહેતાં. સાત માણસ કુટુંબનાં, ને એક ગુલામ છોકરી. માર્ક ટ્વેઈન નાજૂક બાળક હતા, ને એવા માંદલા હતા કે એ પહેલો શિયાળો કાઢશે એવી પણ આશા નહોતી. તે ઉંમરમાં વધતા ગયા તેમ એમનો એક મોટો કોયડો થઈ પડ્યો. તેમની મા કહેતી: 'બીજા બધાં છોકરાંએ મળીને આપ્યું નથી એટલું દુ:ખ આણે એકલાએ મને આપ્યું છે.' હંમેશાં એ છોકરાનું કંઈ ને કંઈ અટકચાળું હોય જ. એને નિશાળનો એવો કંટાળો કે કેટલીકવાર ઘેરથી નાસી જાય, ને હંમેશાં નદી તરફ જ જાય. જબરદસ્ત મીસીસીપી નદીનું તેમને હંમેશાં આકર્ષણ રહેતું. એમાં અનેક અવનવા ટાપુ આવે, તરાપા ધીરે ધીરે ચાલતા હોય, અને નદી રુવાબભેર વળાંક લઈ સમુદ્રને ગળવા જતી હોય. આ છોકરો કલાકો સુધી નદીને કાંઠે બેસી રહે ને મનમાં જાતજાતનાં સ્વપ્નો સેવે. નવવાર તો એ ડૂબતાં બચેલો. પણ એ તો રેડ ઇંડિયનો ને ચાંચિયાઓની રમત રમે, ગુફાઓમાં ફરી શોધખોળ કરે, ઈંડાં મળે તે ખાય, અને તરાપા પર બેસી નદીમાં સહેલ કરવા નીકળે. આમ કરતાં તેને જે અમૂલ્ય અનુભવો મળ્યા તેને તેણે પોતાનાં બે સૌથી પ્રસિદ્ધ પુસ્તકોમાં અમર કર્યા.

માર્ક ટ્વેઈનને વિનોદની વૃત્તિ મા પાસેથી મળેલી. તેમણે એકવાર કહેલું: 'મેં પિતાને કદી હસતાં જોયેલા નહીં. પણ મારી મામાં જે શક્તિ હતી તે પુરુષમાં વિરલ છે, ને સ્ત્રીમાં તે કદી જોવામાં નથી આવતી એમ કહીએ તો ચાલે — એ શક્તિ તો મોઢું ઠાવકું રાખીને મશ્કરી કે વિનોદ કરવાની કળા.' મા પાસેથી મળેલી આ શક્તિને લીધે માર્ક ટ્વેઈનનાં ભાષણોમાં એટલો હાસ્યરસ આવતો જેટલો બહુ ઓછા વક્તાઓનાં ભાષણોમાં આવતો હશે. તેને લીધે તે ભાષણોમાંથી પણ અઢળક કમાણી કરી શકયા. વળી મા એવી કોમળ મનની હતી કે માખોને ખરેખાત મારવાની ના

પાડે, અને ઉંદરને મારવા માટે બિલાડીને પણ સજા કરે. એકવાર બિલ્લીનાં કેટલાંક વધારાના ને નકામાં બચ્ચાંને પાણીમાં ડુબાડવાનો પ્રસંગ આવ્યો; પણ તેણે પાણી તપાવીને ગરમ કર્યું જેથી બચ્ચાં જરાક સુખેથી મરે.

માર્ક ટ્વેઈનને નિશાળ પ્રત્યે હમેશનો તિરસ્કાર હતો. નિશાળ એમની સ્વતન્ત્રતા હરી લેતી. તે એમને પાટિયાંની ઝૂપડીની ચાર દીવાલોમાં પૂરી રાખતી. પણ એમના મનની ઇચ્છા તો જંગલોમાં રખડવાની, અને મીસીસીપી નદીના કાંઠાઓ પર શોધખોળ કરવાની હોય. બાર વરસની ઉંમરે તેમને નિશાળની આ ભૂંડી કેદમાંથી છૂટવાની તક મળી, કેમકે એ વરસે પિતાનું અવસાન થયું.

પિતા હંમેશને માટે સંસારમાંથી ચાલ્યા ગયા એ ખ્યાલ આવતાં તેમને પોતાના રખડુ જીવન માટે, પિતાની આજ્ઞાનો અનાદર કરવા માટે, ને પિતાની ઇચ્છા પ્રમાણે ન કરવા માટે પસ્તાવો થવા લાગ્યો. આ કુમળા મનનો છોકરો હવે પસ્તાવાથી ને મનમાં પોતાને દોષ દઈને રોવા લાગ્યો.

માએ એને દિલાસો દેતાં કહ્યું: 'જે કંઈ થઈ ગયું તે થઈ ગયું. હવે એથી તારા બાપાજીને કશું દુઃખ થવાનું નથી. હવે તું મને વચન આપ......'

'હું તને કહે તે વચન આપું,' છોકરાએ ડસકાં ખાતાં કહ્યું. 'ફક્ત તું મને ફરી નિશાળે ન મોકલીશ. બીજું ગમે તે કરવાનું કહે.'

થોડા દિવસ બાદ તેને એક છાપખાનામાં કામ શીખવા મૂક્યો. માને લાગ્યું કે ત્યાં એને પેટ પૂરતા પૈસા અને કેળવણી બંને મળશે. બે વરસ ઉમેદવારી કરવાની, અને ખાવાનું ને કપડાં મળે, એવી શરત હતી.

આ ઉમેદવારી શરૂ કર્યા પછી બે વરસે માર્ક ટ્વેઈન એકવાર બપોરે મિસુરી સંસ્થાનના હેનીબાલ ગામમાં ચાલતા જતા હતા ત્યાં રસ્તા પર ઊડતો એક કાગળનો કકડો તેમણે ઉપાડ્યો—એ કોઈ ચોપડીમાંથી ફાટી ગયેલું પાનું હતું.

એ નાનકડો બનાવ આમ તો સાવ નજીવો હતો, પણ એણે બીજા કોઈ પણ બનાવ કરતાં માર્ક ટ્વેઈનના જીવન પર વધારે અસર કરી. એ

કાગળનો કકડો તે જોન ઑફ આર્કના જીવનચરિત્રનું એક પાનું હતું. એમાં જોન રૂઆંનો કિલ્લામાં કેદ પડેલી તેનું વર્ણન હતું. એ વાતમાં રહેલા અન્યાયથી ચૌદ વરસના આ છોકરાનું હૈયું ખળભળી ઊઠ્યું. જોન ઑફ આર્ક કોણ હતી? એમને ખબર નહોતી. જોનનું નામ પણ એમણે સાંભળ્યું નહોતું. પણ તે ઘડીથી એમણે જોનને વિષે જે કંઈ લખેલું હાથમાં આવ્યું તે વાંચી કાઢ્યું. એ કુમારિકાની જીવનકથા વિષેનો એમનો રસ જિંદગીના અડધા ભાગ કરતાંયે વધારે ટક્યો; છેંતાળીસ વરસ પછી તેમણે 'જોન ઑફ આર્કનું સ્મરણ' એ નામનું પુસ્તક લખ્યું. વિવેચકોને લાગ્યું કે આ એમનું શ્રેષ્ઠ પુસ્તક ન ગણી શકાય, પણ લેખક પોતે તો એને પોતાનો ગ્રન્થશિરોમણિ માનતા હતા. એમને લાગ્યું કે આ ચોપડી જો મારે નામે પ્રસિદ્ધ થશે તો લોકો એને હાસ્યરસની ચોપડી માની લેશે; અને એ ગંભીર પુસ્તક લેખાય એ વિષે એમને એટલી બધી ચીવટ હતી કે એમણે એના લેખક તરીકે પોતાનું નામ પણ આપ્યું નહીં.

માર્ક ટ્વેઈનને વેપારની સમજ કે આવડત જરાયે નહોતી. સાવ તરંગી ને વિચિત્ર લાગે એવી નાણાંની યોજનાઓ તરફ તેમનું મન સહેજે ખેંચાઈ જતું. દાખલા તરીકે, એકવાર એક ચોપડી વાંચીને તેમને એવો વિચાર આવ્યો કે એમેઝૉન નદીના કાંઠા પર આવેલાં જંગલોમાંથી કોકો ભેગી કરીને વેચી હોય તો અઢળક પૈસા મળે. એમને કોકો વિશે કશી ખબર નહોતી; દક્ષિણ અમેરિકા જવા જેટલી લાંબી મુસાફરી માટે પૈસા નહોતા. અને એમેઝૉનને કાંઠે પહોંચ્યા હોત તોયે ત્યાંના લોકો જોડે વાત ન કરી શક્ત, ને કદાચ ત્યાંના તાવથી મરી જાત. પણ, વાત જોકે વિચિત્ર લાગે છે છતાં ખરી છે, કે તેમને એક દિવસ રસ્તામાંથી દસ પાઉંડની નોટ જડી. તે લઈ તેમણે એમેઝૉન નદીને કાંઠે જવા મુસાફરી શરૂ કરી. સિનસિનેટી સુધી જઈને પાછા ફરવું પડ્યું, કેમકે ખીસામાંના પૈસા ખૂટી ગયા.

જિંદગીમાં આગળ ઉપર તેમણે ચોપડીઓ ને ભાષણોમાંથી અઢળક નફો મેળવ્યો. પણ એ પૈસા જ્યારે જ્યારે રોકવા ગયા—પણ એના કરતાં મને દાખલા જ આપવા દો ને! તેમણે વરાળ પેદા કરવાના એક પેટંટ સંચા પાછળ પૈસા રોક્યા; પણ એ સંચો વરાળ પેદા કરી શક્યો જ નહીં. એક ઘડિયાળ

બનાવનારી કંપનીમાં નાણાં રોકયાં, પણ તે કંપની પહેલું વ્યાજ આપવા જેટલો વખત પણ ટકી નહીં. કોઈ વરાળથી ચાલતી ગરગડી કાઢેલી, તે બનાવવાના કામમાં પૈસા રોકયા, પણ એ ગરગડી ચાલી જ નહીં. પછી એક પુસ્તક પ્રકાશન કંપની કાઢી, પણ તે બેસી ગઈ, ને તેમાં ૩૧ હજાર પાઉંડની ખોટ આવી. બીબાં ગોઠવવાના એક સંચા પાછળ તેમણે પુષ્કળ પૈસા રોકયા. એ સંચાએ તેમને ૪૦ હજાર પાઉંડના ખાડામાં ઉતાર્યા.

પછી એક દિવસ માર્ક ટ્વેઈનને એલેકઝાંડર ગ્રેહામ બેલ નામનો એક જુવાન શોધક મળ્યો. તેણે એક નવી કરામત શોધી કાઢી હતી, ને તેને 'ટેલીફોન' એ નામ આપ્યું હતુ એ બનાવવાના કામમાં નાણાં રોકવા બેલે માર્ક ટ્વેઈનને સમજાવી જોયા. શોધકનો દાવો એ હતો કે તમે તમારા ઘરમાં બેઠા બેઠા પાંચ શેરી દૂર બેઠેલા માણસ જોડે તારના જોડાણથી, આ સચાની મદદ વડે, વાત કરી શકો. માર્ક ટ્વેઈન હસી પડ્યા. 'મારામાં અક્કલ જરા ઓછી હશે. પણ હું સાવ બેવકૂફ નથી તો! તાર જોડીને તે વળી વાત થતી હશે! કેવી હસવા જેવી વાત!'

માર્ક ટ્વેઈને તે વખતે જો ટેલીફોનના સો પાઉંડના શેર લીધા હોત, તો આજે એની કિંમત કરોડો પાઉંડની થઈ ગઈ હોત. પણ માર્કે એ સો પાઉંડ ટેલીફોનના શેરમાં રોકવાને બદલે એક મિત્રને આપ્યા; ને એ માણસે ત્રણ દહાડા પછી દેવાળુ કાઢ્યું.

૧૮૯૩માં માર્ક ટ્વેઈનને અઠ્ઠાવન વરસ થયાં. તેમના માથા પર દેવાના ઢગ વળી ગયા હતા. દેશમાં મોટી મંદી આવી હતી, ને તેની અસરથી પ્રજા ધ્રૂજી રહી હતી. માર્ક ટ્વેઈન તે વખતે માંદા હતા. તે નાદારી નોંધાવીને દેવામાંથી છટકી શકત. પણ તેમણે તેમ કર્યું નહીં. તેને બદલે તેમણે તો નિશ્ચય કર્યો કે દેવાની એકેએક પાઈ આપી દેવી. કેવી રીતે? ચોપડીઓ લખીને, અને દુનિયામાં ભાષણો આપવા સફર કરીને. એમનું શરીર સારું નહોતું, ને ભાષણો આપવાનો એમને ઘણો સખત અણગમો હતો, તે છતાં તેમણે, લેણદારોને પૈસા આપવા માટે, ઠેરઠેર ફરીને ભાષણો આપવા પાછળ પાંચ વરસ ગાળ્યાં. પ્રવાસ ઘણો જ સફળ થયો. તેમને સાંભળવા જે ટોળાં ભેગાં થતાં તે માય એવાં મોટાં સભાગૃહો મળતાં નહીં. દેવાનો ઉકલો પૈસો ચુકવાઈ રહ્યો

ત્યારે માર્ક ટ્વેઈને લખ્યું 'મને ફરી મનની પૂરી શાન્તિ પ્રાપ્ત થઈ છે હવે માથે બોજાનો ખ્યાલ રહ્યો નથી કામ કરતાં આનન્દ પડવા લાગ્યો છે હવે એમાં વૈતરુ નથી લાગતું'

પણ માર્ક ટ્વેઈનને વેપાર કરતા પ્રેમમાં ઘણી જ વધારે સફળતા મળી હતી જે છોકરીને તે પરણ્યા એને જોયા પહેલા એની છબિ પર જ મુગ્ધ થઈ ગયા હતા તે પાલેસ્ટાઇનની મુસાફરી કરતા હતા તે દરમ્યાન એ બનાવ બનેલો — એ પ્રવાસને પરિણામે તેમણે 'ઇનિસન્ટ્સ એબ્રોડ' કરીને પુસ્તક લખ્યુ

એક દિવસ માર્ક ટ્વેઈન આગમોટ પર તેમના જુવાન મિત્ર ચાર્લ્સ લેન્ગ્ડનની કેબીનમા ગયા, ને ત્યા તેની બહેન ઓલીવિયાની છબિ જોઈ એક પલકારામા તેમને થઈ ગયુ કે બસ આ છોકરીને જ મારે પરણવુ એ સફર દરમ્યાન તે લેન્ગ્ડનની કેબીનમા જઈ અતિ આદરપૂર્વક એ છબિ નિહાળતા, ને દર વખતે તેમને થતું કે મારે માટે તો આ જ છોકરી છે થોડા મહિના પછી તે ન્યૂ યોર્કના ભોજનસમારભમા ઓલીવિયા લેન્ગ્ડનને મળ્યા પોતાના જીવનના આખરભાગમા તેમણે લખ્યુ 'હું એને મળ્યો ત્યારથી આજ સુધી તે કદી મારા મનમાથી ખસી નથી' ન્યૂ યોર્કમા તેના પિતાને ઘેર જવાનુ નિમત્રણ માર્ક ટ્વેઈનને મળ્યુ ત્યાથી પાછા ઘેર જવાનો વખત થયો, પણ એમને જવાનુ મન નહોતું તેમણે લેન્ગ્ડનના ગાડીવાન પાસે ગાડીમા બેઠક એવી રીતે ગોઠવાવી કે એ બેઠક ઊધી વળી જાય ને ગાડીમાથી તેમને ઉછાળીને બહાર ફેંકી દે પછી એમણે પોતાની પેટીમા સામાન ભર્યો, ઘરના માણુસો જોડે હાથ મિલાવ્યા, ગાડીમા પગ મૂક્યો, ને હાથ ઊંચો કરી વિદાય આપી. ગાડીવાને ચાબૂક ફટકાર્યો, ને ઘોડો આગળ વધ્યો ત્યા તો પાછળની બેઠક ઊંધી વળી ગઈ ને એક પલકારામા માર્ક ટ્વેઈન ઊછળીને ભોય પર પટકાયા જાણે અધમૂઆ થઈ ગયા એકદમ મોટી હોહા થઈ ગઈ ઘરના માણસો એમને ઉપાડી ઘરમા લઈ ગયા, ને ખાટના પર સુવાડી દીધા બે અઠવાડિયા તે ખાટલામા રહ્યા એમને તો કશુયે થયુ નહોતું — ગાડી માથી આમ પડવાની યુક્તિ તો તે મિસુરી સસ્થાનના હૅનીબાલ ગામમા હતા ત્યારે શીખેલા—જ્યાં પથારીમા પડી રહ્યા જે છોકરી પર એમનુ મન ચોટ્યુ હતું તે સારવાર કરે ને હેત બતાવે એ માટે તો એમણે આ ત્રાગડો રચ્યો

હતો છોકરી એમને કહે 'યૂથ, ડિયર' (વહાલા જુવાન), ને એ છોકરીને કહે 'લીવી ડાર્લિંગ' (વહાલી લીવી), અને ચોત્રીસ વરસ બાદ તે મરી ગઈ ત્યા સુધી પતિપત્ની એકબીજાને એ જ નામે બોલાવતા માર્કના પ્રેમપત્રો લીવીએ એક પેટીમા રાખ્યા હતા, ને તેને તાળુ વાસી રાખતી દર વરસે તેઓ છુટ્ટી ભોગવવા પરગામ જાય ત્યારે એ પેટીને બૅન્કમા સાચવવા મોકલી આપતી

માર્ક ટ્વેઈનનાં બધા લખાણોનુ સપાદન તેમની પત્નીએ કર્યું માર્ક આખો દિવસ લખે તે એ રાતે લઈ જાય, ખાટલા પાસે મૂકે, ને રાતે ઊંઘી જતા પહેલા વાચે એમા અશિષ્ટ, ગ્રામ્ય, ગાળ જેવા શબ્દો હોય તે કાઢી નાખે, ને ભાષાને સુઘડ બનાવે તે લખાણમા ગમે તેટલા ફેરફાર કરે તે માર્ક હમેશા વગરદલીલે કબૂલ રાખે

માર્કને પોતાના લખાણો ખોવાઈ જવાની કે આડાઅવળા મુકાઈ જવાની એટલી બધી બીક રહેતી કે તે કામવાળીને પોતાના ટેબલ પરથી કચરો કાઢવા દેતા નહીં જમીન પર ચાકથી એક લીટી દોરતા, એ લીટી ઓળગવાની કામવાળીને મનાઈ હતી

માર્ક ટ્વેઈન સિત્તેર વરસના થયા ત્યારે તેમને લાગ્યુ કે હવે મારાથી મરજી પ્રમાણે વર્તી શકાય તેમણે ચૌદ ધોળા ગરમપાટલૂન કરાવ્યા, ચૌદ ધોળી નેકટાઈ કરાવી, ને પછી જીવ્યા ત્યા સુધી માથાથી પગ સુધી ધોળા સિવાય કોઈ રગના કપડા પહેર્યાં નહીં

૧૮૩૫મા માર્ક ટ્વેઈનનો જન્મ થયો તે રાતે આકાશમા ધૂમકેતુ દેખાયો હતો દર છોત્તેર વરસે ધૂમકેતુ દેખાય છે તે ફરી દેખાય ત્યા સુધી જીવવાની માર્કની ઇચ્છા હતી, અને તે પ્રમાણે એ [illegible] પણ ખરા ૧૯૧૦મા તેમનુ અવસાન થયુ તે રાતે પણ આકાશમા [illegible]
હતો તેમણે જિંદગીમા છેલ્લી ઇચ્છા એ દર્શાવી કે
તેમને ખાસ ગમતા હતા તે તેમની દીકરીએ ગાઈ

# આલબર્ટ આઇન્સ્ટાઇન

થોડાંક વરસ પર હું દક્ષિણ જર્મનીમાં એક નાના ગામની શેરીઓ પર ચાલતો હતો ત્યાં મારી જોડેનો મિત્ર એકાએક થોભી ગયો, અને એક કરિયાણાની દુકાનનો મેડો બતાવી કહ્યું : 'પેલો મેડો જુઓ છો ? આલબર્ટ આઇન્સ્ટાઇનનો જન્મ ત્યાં થયો હતો.'

તે દિવસે મોડેથી મેં આઇન્સ્ટાઇનના કાકાને મળી તેમની સાથે વાતો કરી. પણ તેમનામાં કશી અસાધારણ આવડત હોય એવી છાપ મારા મન પર પડી નહીં. પણ એમાં નવાઈ નથી; કેમકે આલબર્ટ આઇન્સ્ટાઇન પોતે પણ નાના હતા ત્યારે તે કશી ધાડ મારશે એવું કોઈને લાગ્યું નહોતુ. આજે તે બુદ્ધિના ક્ષેત્રમાં આ જમાનાના એક અગ્રગણ્ય મહારથી મનાય છે, અને જગતમાં થઈ ગયેલા મોટામાં મોટા વિચારકોમાં તેમની પણ ગણના થાય છે. પણ પચાસ વરસ પર તે ધીમા, શરમાળ, પછાત બાળક હતા. વાતો કરતાં શીખવાનું પણ તેમને ઘણું કઠણ લાગેલું તે એવા ઠોઠ હતા કે શિક્ષકો તેમને ઠ કહીને બોલાવતા, અને માબાપને પણ લાગેલું કે દીકરાની બુદ્ધિ બહુ મંદ છે.

થોડાં વરસ પર આલબર્ટ એક દહાડો સવારે ઊઠીને જુએ તો પોતે જગતભરમાં પ્રખ્યાત થઈ ગયા છે. એ જાણી તેમને આશ્ચર્ય થયું. ગણિતના એક અધ્યાપકને વિશે પાંચે ખંડનાં છાપાંના પહેલા પાના પર ખબર આવે, એ વાત જરાયે સાચી માની ન શકાય એવી એમને લાગી. એ વૈજ્ઞાનિક હોવા છતાં તેમનું નામ આખી દુનિયામાં જાણીતું થયું છે. તેઓ કબૂલ કરે છે કે 'હું આ વાત સમજી શકતો નથી.' કોઈ સમજી શકતુ નથી. માનવ-જાતિના આખા ઇતિહાસમાં આવી વસ્તુ અગાઉ કદી બનવા પામી નથી.

આઇન્સ્ટાઈને 'સાપેક્ષવાદ'નો સિદ્ધાન્ત શોધી કાઢ્યો છે. એ સિદ્ધાન્ત વિચિત્ર છે. આઇન્સ્ટાઇન પોતે પણ એવા જ વિચિત્ર છે. ઘણાખરા લોકો કીર્તિ, ધન, મોજશોખ વગેરે જે ચીજો માટે ઝંખે છે તે ચીજો વિશે તેમને નર્યો તિરસ્કાર છે. દાખલા તરીકે, યુરોપ અમેરિકા વચ્ચે ફરનાર એક આગબોટની સારામાં સારી સગવડવાળી ઓરડીઓ આપવાની ઇચ્છા કપ્તાને દર્શાવી; પણ આઇન્સ્ટાઈને ના પાડીને કહ્યું કે 'કશી ખાસ મહેરબાની લેવા કરતાં તો હું ગરીબમાં ગરીબ મુસાફરો જોડે બેસવાનું વધારે પસંદ કરું.'

આઈન્સ્ટાઈનને જ્યારે પચાસ વરસ પૂરાં થયાં ત્યારે જર્મનીએ તેમના પર માનપાનનો વરસાદ વરસાવ્યો, પૉટ્સડામમાં તેમનું બાવલુ ઊભુ કર્યું, તેમને એક ઘર તથા એક હોડીની ભેટ આપી, અને એ રીતે રાષ્ટ્રનો તેમની પ્રત્યેનો પ્રેમ અને અમર પ્રશંસાનો ભાવ દેખાડી આપ્યો.

પણ થોડાક વરસ પછી તેમની મિલકત પડાવી લેવામાં આવી, ને તેમને સ્વદેશ પાછા ફરતાં પણ બીક લાગવા માંડી. કેટલાયે અઠવાડિયાં તે બેલજિયમમાં રહ્યા. ત્યાં તેમના ઘરનાં સળિયાવાળાં બારણાં બંધ કરી રાખવામાં આવતા, ને રોજ રાતે તેમની પથારી પાસે પોલીસનો સિપાઈ સૂઈ રહેતો.

તેઓ પ્રિન્સટનની કૉલેજમાં ગણિતના અધ્યાપકની જગા લેવા ન્યૂયૉર્ક આવ્યા ત્યારે છાપાંના ખબરપત્રીઓ તથા મુલાકાતો ને દોડધામથી અળગા રહેવાની તેમની ઈચ્છા હતી એટલે આગબોટ ડક્કા પર આવે તે પહેલાં તેમના મિત્રો તેમને આગબોટ પરથી છૂપી રીતે ઉતારી મોટરમાં બેસાડીને ઉતાવળે લઈ ગયા.

આઈન્સ્ટાઈન કહે છે કે એમના સાપેક્ષવાદ (રિલેટીવીટી)ના સિદ્ધાન્તને અત્યારે જીવતા માણસોમાંથી બાર જ જણ સમજે છે; જોકે એ સમજાવવાનો પ્રયત્ન કરનારી ચોપડીઓ તો નવસોથી પણ વધારે લખાઈ છે. તેઓ સાપેક્ષવાદનો સિદ્ધાન્ત સમજાવવા આ સાવ સાદો દાખલો આપે છે: તમે કોઈ સરસ છોકરી જોડે કલાકવાર બેસો છો ત્યારે તમને લાગે છે કે તમે એક મિનિટ જ બેઠા; પણ જ્યારે તમે ગરમાગરમ ભઠ્ઠી પર એક મિનિટવાર બેસો છો ત્યારે તમને લાગે છે જાણે એક કલાક વીતી ગયો.

- છોકરીઓની વાત આવી, એટલે અહીં એમ કહેવું જરૂરનું છે કે આઈન્સ્ટાઈન બેવાર પરણેલા છે. પહેલીવારનાં પત્નીથી, એમને બે છોકરા થયેલા છે; તે બને બહુ જ હોશિયાર છે ને તેમનામાં અસાધારણ પ્રતિભાનાં ચિહ્નો સ્પષ્ટ દેખાય છે.

આઈન્સ્ટાઈનનાં પત્ની કહે છે કે તે પોતે પણ સાપેક્ષવાદનો સિદ્ધાન્ત સમજતાં નથી; પણ કોઈ પણ પત્નીને માટે એના કરતાં ઘણી વધારે અગત્યની ગણાય એવી કંઈક વસ્તુ તેઓ સમજે છે: તેઓ પોતાના પતિને બરાબર સમજે છે. તેઓ અવારનવાર પોતાનાં ઓળખીતાઓને ચા પીવા બોલાવતાં, ને પછી અધ્યાપકને એ બધાની જોડે બેસવા નીચે બોલાવતાં. તેઓ જોરથી

બોલી ઊઠતા : 'ના ! ના ! હું નહીં આવું ! નહીં જ આવું ! હું તો અહીંથી ચાલ્યો જતઉં છું. મારાથી અહીં કામ નહીં કરી શકાય આવી દખલ ફરી કરીશ તે હું નહીં ચલાવી લઉં.' તેઓ જરા વાર વરાળ કાઢી લે ત્યાં સુધી તેમના પત્ની સાવ શાંત થઈને ઊભાં રહેતાં, ને પછી, જરા કુનેહ વાપરીને, એમને નીચે બોલાવી મહેમાનો જોડે ચા પીવા બેસાડતાં. અધ્યાપકને જે આરામની ઘણી જ જરૂર રહેતી તે આ રીતે મળી જતો. તેમનાં પત્ની કહે છે કે અધ્યાપકને એમના વિચારમાં વ્યવસ્થા ગમે છે, પણ રહેણીમાં ગમતી નથી. પોતાની મરજીમાં આવે તે કામ કરે, ને મરજીમાં આવે ત્યારે કરે. તેમણે પોતાના વર્તન માટે બે જ નિયમ રાખ્યા છે. એક તો એ કે કશો જ નિયમ પાળવો નહીં; ને બીજો એ કે બીજાઓના અભિપ્રાયથી સ્વતંત્ર રહેવું.

તેઓ અતિશય સાદાઈથી રહે છે. કપડાં જૂનાં થાય તોયે પહેરે છે. માથે ટોપ તો ભાગ્યે જ મૂકે છે. નાહવાની ઓરડીમાં સિસોટી વગાડે છે ને ગાય છે. નાહવાના ટબમાં બેસીને હજામત કરે છે, ને હજામતનો જે ખાસ સાબુ આવે છે તે વાપરતા નથી જે સાબુ નાહવામાં વાપરે છે તે જ હજામતમાં પણ વાપરે છે આ માણસ, જે વિશ્વના અટપટા કોયડા ઉકેલવાનો પ્રયત્ન કરે છે, તે કહે છે કે બે જાતના સાબુ વાપરવાથી જીવન ઘણું અટપટું થઈ જાય છે આઈન્સ્ટાઈન મને ઘણા સુખી માણસ દેખાય છે. હું એમના સાપેક્ષવાદના સિદ્ધાંત કરતાં એમની સુખી રહેવાની ફિલસૂફીને વધારે અગત્યની ગણું છું હું માનું છું કે એ ફિલસૂફી આફલાતૂન છે. તેઓ કહે છે કે 'હું સુખી છું એનું કારણ એ છે કે મારે કોઈની પાસેથી કશું જોઈતું નથી.' તેમને પૈસા કે ઈલકાબ કે વાહવા જોઈતાં નથી. પોતાનું કામ કરવું, વાયોલીન વગાડવી, ને પોતાની હોડીમાં ફરવું, વગેરે સાદી વસ્તુઓમાંથી તેઓ પોતાનું સુખ ઉપજાવી લે છે. જિંદગીમાં બીજી કોઈ ચીજ કરતાં એમની વાયોલીન એમને વધારે આનન્દ આપે છે. તેઓ ઘણીવાર કહે છે કે—તેઓ સંગીતમાં વિચાર કરે છે, ને પોતાનાં દિવાસ્વપ્નો પણ સંગીતમાં સેવે છે.

એકવાર તે બર્લીનમાં એક ટ્રામમાં જતા હતા. ત્યાં તેમણે કંડક્ટરને કહ્યું: 'તમે મને પરચૂરણ બરાબર આપ્યું નથી.' કંડક્ટરે પરચૂરણ ફરી ગણી જોયું તો બરાબર માલમ પડ્યું, એટલે એણે એ પૈસા આઈન્સ્ટાઈનને આપી કહ્યું: 'તમારી મુશ્કેલી એ છે કે તમને આંકડાની કશી ગતાગમ નથી.'

# કેરી નેશન

અમેરિકાના ઈતિહાસમાં સૌથી મોટી હોહા મચાવનાર જે સ્ત્રીઓ થઈ ગઈ તેમાંની એક, ઈ. સ. ૧૯૦૧ના જાન્યુઆરીની ૨૧મી તારીખે, કાન્સાસ સંસ્થાનના વિચીટા શહેરના રસ્તાઓ પર ફેરી શરૂ કરી. 'ચલો ચલો ખ્રિસ્તી સૈનિકો' વાળુ ગીત તે ગાતી હતી તેના હાથમાં કુહાડી હતી. ડગલસ એવેન્યુ નામના ધોરી રસ્તા પર એક દારૂનું પીઠું જોયું, એટલે ઝડપ દઈને અંદર પેઠી ને હવામાં કુહાડી વીંઝતાં કહેવા લાગી 'આ ઈશ્વરનો હાથ છે હું તમને પુરુષોને શરાબીઓના નરકમાંથી બચાવવા આવી છું.' ઘરાકો બાજુના બારણામાં થઈને નાસી ગયા. દારૂ ભરી આપનારો માણસ ટેબલ તળે સતાઈ ગયો. કેરી નેશને બીઅરની બાટલીઓ અરીસાઓ પર ફેંકી, અને વ્હિસ્કીના પીપનાં ઢાંકણાં કુહાડીથી ચીરી નાંખ્યાં: થોડીક મિનિટમાં તો જાણે મોટું વાવાઝોડું આવી ગયું હોય એવો દેખાવ થઈ રહ્યો.

અને એ વાત ખરી હતી. એ પીઠા પર ધડધડિયા વાવાઝોડુ આવી ગયું હતુ.

કેરી નેશનને દારૂબંધીની જોન ઓફ આર્ક કહી શકાય તે હવે રણે ચડી હતી. એના આ પરાક્રમની ખબર તાર દ્વારા આખી દુનિયામાં ફરી વળી.

પણ એણે દારૂની સામે ઝનૂની ને દોરદમામવાળી ઝુંબેશ ચલાવી લોકોનાં મનમાં એ વ્યસન સામે ભારે રોષની લાગણી પેદા કરી. તેને લીધે સત્તર વરસ પછી અમેરિકામાં દારૂબંધી શક્ય થવા પામી

કેરી નેશનને દારૂના પીઠા તરફ તિરસ્કાર ઊપજવાનુ ખાસ કારણ હતું. દારૂએ એના ઘરસંસારની ધૂળધાણી કરી હતી. એનો દારૂડિયો ધણી એને સાવ નિરાધાર મૂકીને મરી ગયો હતો. અને વધારામાં એક બાળક ઉછેરવાનુ મૂકી ગયો હતો. કેરીએ પહેલાં તો ભાષણો ને પ્રાર્થનાઓ કરીને કાન્સાસ સંસ્થાનમા પીઠાં બંધ કરાવવાનો પ્રયાસ કર્યો તે ઘણીવાર રસ્તા પર, પીઠાની સામે, એક જૂનું વાજું મૂકે, અને કલાલના આત્માનો ઉદ્ધાર થાય તે માટે પ્રભુની પ્રાર્થના કરે ને ગાય તેણે એ રીતે કેટલાંયે પીઠા બંધ કરાવ્યાં પણ ખરાં. પણ એને

પર ઈંટો નાખવાનું અને કુહાડીથી દારૂનાં પીપ ચીરી નાખવાનું શરૂ કર્યું. બેશક એને ખબર હતી કે હુ કાયદો તોડું છું. પણ એને એ પણ ખબર હતી કે પીઠાં કાયદો તોડે છે; કેમકે કાન્સાસમાં દારૂબંધીનો કાયદો વીસ વરસથી અમલમાં હતો.

કેરીને બીક લાગેલી ખરી? કદી નહીં! કલાલો ને દારૂબાજોએ તેને અનેક વેળા જમીન પર પછાડી, લાતો મારી, ઘોડાની પેઠે ચાબખે ચાબખે મારી, ને ડંગોરાથી એવી પીટી કે તેનાં હાડકાં ભાંગી ગયાં અને તે અધમૂઈ થઈ ગઈ. પણ આ કશાથી તેનુ કામ અટકે એમ નહોતુ, કેમકે એને એટલી શ્રદ્ધા હતી. કે હુ ઈશ્વરના સીધા હુકમથી જ આ કામ કરુ છુ. એને લાગતુ હતું કે ઈશ્વર એની આગળ આવીને દેખા દે છે ને બોલે છે. કેટલીકવાર તે બાઈબલ ઉઘાડે ત્યારે તેને દેવદૂતોની પાંખોનો 'ફફડાટ સંભળાય. કેટલીકવાર તેને બાઈબલના એકેએક શબ્દ પર આછો ઝગઝગાટ દેખાય.

એને જેલમાં નાખવાથી કામ સરે એમ નહોતું, કેમકે એ તો ત્યાંયે જાય કે ગાવા ને પ્રાર્થના કરવા માંડે. તેણે કાન્સાસની કેટલીયે જેલોમાં ગીતોનો ગુંજારવ ફેલાવ્યો હતો.

એને અદાલતમાં ઘસડવામાં આવતી ત્યારે તે કોઈ વકીલ ન રોકતાં આગ્રહપૂર્વક પોતાની વકીલાત પોતે કરતી. જજ કાન્સાસના કાયદાની કલમો ટાંકે, એટલે કેરી કહેતી : 'આપણે આ કેસનો ન્યાય કાન્સાસના કાયદાથી કરવાનાં નથી; આપણે તો એનો ન્યાય બાઈબલના કાયદાથી કરવાનાં છીએ.' પછી તે ઊભી થઈને બાઈબલ વાંચવા માંડે.

જજ એને બેસી જવાનું કહે એટલે એ સામો તડૂકો કરીને કહે : 'મને બેસી જવાનુ ન કહેશો. હું તમારી મા થવા જેવડી ઉંમરની છું.'

તેનો પહેલો પતિ મરી ગયો તે પછી તે, પોતાના બાળકનું તથા સાસુનું પોષણ કરવા, નિશાળમાં મહેતીનું કામ કરતી. ચાર વરસ બાદ તેની નોકરી ગઈ. પછી તેણે પ્રાર્થના કરી : 'હે પ્રભુ, મારાથી સાસુની ને બાળકની સંભાળ લઈ શકાતી નથી. તું મને મદદ કર. મારે માટે પરણવું એ જો સારામાં સારો

રસ્તો હોય, તો હું પરણીશ. હે નાથ, મેં કોઈ પુરુષને પસદ કરી રાખ્યો નથી. તને સારામાં સારો લાગે એવો પુરુષ તું મને પસદ કરી આપ.'

થોડાંક વરસ પછી તે ડેવીડ નેશનને પરણી તે એક છાપાનો તન્ત્રી, ખેડૂત ને ઉપદેશક હતો. તે માનતી કે આ લગ્ન મારી પ્રાર્થનાનું પરિણામ છે. ડેવીડ નેશન છેવટે કાન્સાસ સંસ્થાનના હોલ્ટન ગામના એક દેવળનો પાદરી થયો. પણ કેરીને લાગતું હતું કે ઉપદેશ આપવાની આવડત મારા પતિ કરતા મારામાં વધારે છે; એટલે તે પતિને ઉપદેશ આપવા બાઇબલના વાક્યો પસદ કરી આપતી, ને ઘણીવાર પ્રવચનો લખી પણ દેતી ડેવીડ દેવળમાં ઊભો રહીને પ્રવચન આપતો ત્યારે તે આગલી હારમાં બેસતી, અને અવાજ ક્યારે ઊંચોનીચો કરવો, ક્યાં બોલવાની ઝડપ વધારવી ને ક્યા હાવભાવ કરવા એ વિષે, શ્રોતાઓ સાંભળે તેવી રીતે, સૂચનાઓ આપતી. પ્રવચન પૂરતુ લાંબું થઈ ગયું એમ એને લાગે એટલે તે ઊભી થઈને મોટે અવાજે કહેતી: 'એટલુ આજે બસ છે, ડેવીડ ' ડેવીડ જો તે જ પળે બોલવાનુ બધ ન કરે, તો તે પાસે જઈ ધડાક દઈને પતિનું બાઇબલ બધ કરી દેતી, પતિના હાથમા ટોપ આપતી, ને કહેતી: 'હવે બસ થયુ, ઘેર ચાલો '

આવું થોડાક મહિના ચાલ્યા પછી દેવળના વ્યવસ્થાપક મડળે પાદરીને રાજીનામુ આપવાનુ કહ્યું, ને તેણે ખુશીથી રાજીનામુ આપ્યું.

વરસો પછી ડેવીડે અદાલતમાં એની સામે છૂટાછેડાની અરજી કરી ત્યારે કેરીએ કહ્યું : 'ડેવીડ મને બહુ ધીમા લાગતા. મારા વેગને એ પહોચી શકતા નહીં.'

એ બાઈને ધણીની જરૂર નહોતી; એને તો જરૂર હતી કાન્સાસના એકાદ ખચ્ચરની.

એકવાર એક દેવળમાં પાદરી કંઈક બોલ્યો હશે તે કેરીને ગમ્યું નહીં. તેણે ત્યાં ને ત્યાં જ ઊભી થઈ પાદરીને સાફસાફ વાત સભળાવી દીધી.

બીજે એક પ્રસંગે તે ટોળામાં એક માણસ પાસે ચાલતી ગઈ, તેના મોઢામાંથી સિગાર તાણીને ફેંકી દીધી, ને તેને કહ્યુ : 'શરમ નથી આવતી તને? તારું મોઢુ તો કૂતરાના જેવું ગંધાય છે!'

કૅરીનો બાપ પુષ્કળ દેવું મૂકીને મરી ગયો હતો; એ દેવું કૅરીએ પંદર વરસ પછી પૂરું ચૂકવી દીધું એ દેવું ભરવાની એની જવાબદારી નહોતી, કોઈએ એની પાસેથી એવી આશા પણ રાખી નહોતી, છતાં એણે એ દેવું ભર્યું તેણે જિંદગીના છેલ્લા વર્ષોમાં ભાષણો કરીને પૈસા મેળવ્યા પણ એ પૈસા તેણે ગરીબ અને ભૂખ્યાંને માટે આપી દીધા, અને દારૂડિયાઓની સ્ત્રીઓ ને તેમનાં અનાથ બાળકો માટે તેણે કાન્સાસ શહેરમાં એક અનાથાલય સ્થાપ્યું

કૅરી નેશને કાન્સાસનાં મેદાનોમાં કામ કરવું શરૂ કર્યું ત્યારે દારૂનિષેધનું કામ ઢીલુંઢીલું ચાલતું હતું, ને તેમાં કશો દમ નહોતો પણ કૅરીએ એને લડાયક હિલચાલ બનાવી, ને છેવટે અમેરિકામાં દારૂબંધી કાયદાથી થવા પામી

કાન્સાસ સરકારે એક રસ્તાને એનું નામ આપ્યું છે, ને એના પર નિશાનીઓ કુહાડીની છે

મુદ્રક : આર. આર. બખલે મુંબઈ વૈભવ પ્રેસ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ મુંબઈ ૪
પ્રકાશક નટવરલાલ મો ઠક્કર એન. એમ. ઠક્કર ઍન્ડ કંપની ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨

## ગાંધી–સાહિત્યનો નવો ફાલ

(સંપાદક અને અનુવાદક : ચંદ્રશંકર શુક્લ)

**ગાંધીજીના સમાગમમાં** : લેખકો ને લેખિકાઓએ જાતે જોયેલા ગાંધીજીના જીવનપ્રસંગો વર્ણવતા ૩૨ મૌલિક લેખો. સરદાર વલ્લભભાઈના 'આશીર્વચન' સાથે. આ જાતનો આ પહેલો સગ્રહ છે. એને ગાંધીજીની આત્મકથાની પૂર્તિરૂપ ગણી શકાય. કિં. રૂા. અઢી

**ગાંધીજીને જગવંદના** : સંપાદક : રાધાકૃષ્ણન. બીજી આવૃત્તિ. ગાંધીજીની ૭૦ મી જયંતી પ્રસંગે તેમને અર્પણ થયેલો લેખસંગ્રહ. સ્વામી આનંદની પ્રસ્તાવના સાથે. આમાં જગતનાં અનેક અગ્રગણ્ય સ્ત્રીપુરુષોએ ગાંધીજીના જીવન અને કાર્ય વિષે પોતાના વિચારો પ્રગટ કર્યા છે. તે ઉપરાંત એમાં જીવનપ્રસંગો અને સંવાદો પણ આપેલા છે. કિં. રૂા. ત્રણ

**ગાંધીજીના જીવનપ્રસંગ** : લેખિકા : મીલી ગ્રેહામ પોલાક. દીનબંધુ ઍન્ડ્રુઝની પ્રસ્તાવના સાથે. બીજી આવૃત્તિ. આમાં ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના જીવનકાળના પ્રસંગો સાદી, સરળ ને હૃદયંગમ શૈલીમાં વર્ણવેલા છે, અને તે ગાંધીજીનું અનેકવિધ દર્શન કરાવે છે. કિં. રૂા. સવાએ

**પુણ્યશ્લોક ગાંધીજી** : સપાદક : ચદ્રશકર શુક્લ. શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરની પ્રસ્તાવના સાથે. આમાં અનેક સ્ત્રીપુરુષોએ આપેલાં મૂલ્યાંકનો, સંવાદો, પ્રસંગો વગેરે છે. એક વિદ્વાન મિત્ર લખે છે : 'આ પુસ્તક ગાંધીજીના જીવના સ્મારક જેવું થઈ પડશે.' કિં. રૂા. સવાચાર

**ગાંધીજીની યુરોપયાત્રા** : લેખિકા : મ્યુરીએલ લેસ્ટર. ૧૯૩૧ માં ગાંધીજી બીજી ગોળમેજી પરિષદ માટે વિલાયત ગયેલા, તે વેળાના પ્રસંગો તથા મુલાકાતોનાં રસિક વર્ણનો. શ્રી. પ્યારેલાલની પ્રસ્તાવના સાથે. કિં રૂા. બે

**ગાંધીવાદી આર્થિક યોજના** : લેખક : આચાર્ય અગ્રવાલ. ગાંધીજીની પ્રસ્તાવના સાથે. હિંદનું આર્થિક ભાવિ કેવું ઘડવું જોઈએ એ વિષેના ગાંધીજીના વિચારો સમજવામાં આ પુસ્તક મદદગાર થશે. કિં. રૂા. સવા

# રાધાકૃષ્ણનના ગ્રન્થો

અનુવાદક: ચંદ્રશંકર શુક્લ

**હિંદુ ધર્મ :** હિંદુ ધર્મના હાર્દ, જગત ને ઈશ્વર વિષેના દાર્શનિક સિદ્ધાન્તો, ઉપાસનાના વિવિધ માર્ગો, વર્ણ, આશ્રમ અને પુરુષાર્થની વ્યવસ્થા, વગેરે અનેક વિષયોનું સીધી, સરળ, વિશદ, રસિક શૈલીમાં નિરૂપણ આમાં કરેલું છે. તેને લીધે તે હિંદુ ધર્મના અજોડ પાઠ્ય પુસ્તક જેવું બન્યું છે. તેનામાં હિંદુ ધર્મ ને સંસ્કૃતિ પ્રત્યે નવો આદર ઉપજાવવાની શક્તિ છે. કિં. રૂ. સવાચાર

**વેદની વિચારધારા :** 'ઈંડિયન ફિલૉસૉફી' ભાગ ૧ લાના પ્રકરણ ૨–૩ નો અનુવાદ. લેખક તથા અનુવાદકનાં અનેક ટિપ્પણો સાથે. શ્રુતિ સાહિત્યના અભ્યાસ માટે ઘણું ઉપયોગી. કિં. રૂ. સવાબે

**મહાભારત :** 'ઈંડિયન ફિલૉસૉફી' ભાગ ૧ લાના પ્રકરણ ૮ નો અનુવાદ. લેખક તથા અનુવાદકનાં અનેક ટિપ્પણો સાથે. બ્રાહ્મણધર્મ તે હિંદુધર્મ કેવી રીતે બન્યો તેનું સવિસ્તર નિરૂપણ. અધ્યાપક ગોવિંદલાલ ભટ્ટની પ્રસ્તાવના સાથે. કિં. રૂ. બે

**ગીતાદર્શન :** 'ઇંડિયન ફિલૉસૉફી' ભાગ ૧ લાના પ્રકરણ ૯ નો અનુવાદ. લેખક તથા અનુવાદકનાં પુષ્કળ ટિપ્પણો સાથે. ઉપરાંત અનુવાદકે રાસલીલા તથા માયાવાદ વિષેનાં બે પરિશિષ્ટો, તથા 'સરિત્સંગમ' નામનો પ્રસ્તાવિક લેખ ઉમેર્યો છે. ગીતાને મધ્યમાં રાખીને ભારતીય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરનારને માટે આ અત્યંત ઉપયોગી ગ્રંથ છે. કિં. રૂ. સાડાત્રણ

**યુવાનોની સંસ્કારસાધના :** અનેક વિશ્વવિદ્યાલયો તથા શિક્ષણ-સંસ્થાઓ આગળ આપેલાં વ્યાખ્યાનો. કિં. રૂ. દોઢ

**ભારતનો વારસો :** નવાં વ્યાખ્યાનો. આ પુસ્તકના મૂળ અંગ્રેજીને વિષે સ્વ. શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીએ લખેલું : 'આ પુસ્તક વાંચનારને રસમાં તરબોળ કરી નાખે એવું છે.' કિં. રૂ. ત્રણ

## ઈતર રાષ્ટ્રીય સાહિત્ય

અનુવાદક : ચંદ્રશંકર શુક્લ

**ભારતની એકતા :** લેખક : જવાહરલાલ નહેરુ. ભારતની એકતા ઉપરાંત અનેક રાજકીય, સામાજિક, સાહિત્યવિષયક લેખો ને પ્રવાસવર્ણનો.
કિં. રૂ સવાએ

**મૌલાના અબુલ કલામ આઝાદ :** લેખક : મહાદેવ દેસાઈ. નવી ભાત પાડતું જીવનચરિત્ર. આજના હિંદુ મુસ્લીમ પ્રશ્નની ચાવી આમાંથી સમજવા મળશે.
કિં. રૂ. અઢી

**રાષ્ટ્રીય મહાસભા :** લેખક : આચાર્ય કૃપાલાની. રાષ્ટ્રીય મહાસભાના વર્તમાન તથા ભાવિ વિષેના લેખો.
કિં. રૂ. એક

## અભિજાત કથાસાહિત્ય

સ્ત્રીઓ પુરુષો ને બાળકો સહુ વાંચી શકે એવી સંસ્કારપ્રેરક રસિક કથાઓ.

અનુવાદક : ચંદ્રશંકર શુક્લ

**બે નવલકથા :** લેખક : ટૉલસ્ટૉય. 'જીવનવન' તથા 'શેઠ અને ચાકર' નામની બે અમર કલાકૃતિઓ.
કિં. રૂ. અઢી

**કોની બહેન ? અને બીજી વાતો :** લેખક : ટૉલસ્ટૉય. વિવિધ રસવાળી પાંચ વાર્તાઓ. 'કોની બહેન ?' એ વાર્તા પુરુષમાત્રના કાનમાં ઘંટ વગાડે છે.
કિં. રૂ. સવાએ

**મૂગો સેવક :** લેખક : જ્યૉર્જ મેકડોનાલ્ડ. ગાંધીજીને પ્રિય એવી નવલકથા. એક મૂગા છોકરાનાં સેવાનાં સાહસો. હાથમાં લીધા પછી પૂરી કરીને જ નીચે મૂકવાનું મન થશે.
કિં. રૂ. દોઢ

**પ્રભુનું ધન :** લેખિકા : મેરી કૉરેલી. પૃથ્વી પર સ્વર્ગનું દર્શન કરાવતી નવલકથા. આપણા સાહિત્યમાં નવી ભાત પાડે છે. કેટલાંયે વાચકોએ બબ્બે ત્રણત્રણ વાર વાંચી છે. મૂળ અંગ્રેજીની બે લાખ નકલો ખપી છે.
કિં. રૂ. ત્રણ

હવે પછી

રાધાકૃષ્ણન : ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન. — જોન રસ્કીન : કનક નદીનો રાજા.
રોમાં રોલાં : રામકૃષ્ણ પરમહંસ. — ચાર્લ્સ ડીકન્સ : આશાના મહેલ.

## ,, ઇતર પ્રકાશનો

**કામ અને કામિની :** લેખિકા : પ્રેમા કંટક, અનુ : શકુંતરાવજી લગ્નજીવન ને બ્રહ્મચર્યની મિમાંસા કરતી આ સુંદર નવલકથા છે. પ્રસ્તાવના રૂપે મહાત્મા ગાંધીજીનો પત્ર છે. ભાગ ૧, ૨ કિં ૨॥ તથા રૂ ૩॥

**પત્થરોનો સોદાગર :** લેખક : પંડિત સુદર્શન, અનુવાદક : મિસ્કિન ટુંકી વાર્તાઓનો સંગ્રહ કિં રૂ. ત્રણ

**ફૂલશૈય્યા :** લેખક : ચારૂચંદ્ર વંદોપાધ્યાય અનુવાદક : રમણલાલ સોની.

**રાજબાલા :** ,, ,, ,, ,, ,, ,,

**મલીના :** ,, ,, ,, ,, ,, ,,

**જય ગુજરાત :** લેખક : અંબાલાલ ઇનામદાર, ગુજરાતના ભૌગોલિક જીવનનું સચિત્ર પુસ્તક. ક્રાઉન આઠ સાઇઝમાં. કિં રૂ. સવા



**વોરા એન્ડ કંપની પબ્લીશર્સ લિમિટેડ**
રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨